# વસાહતોની ક્રાંતિ

કમ્યુનિસ્ટ આંતરરાષ્ટ્રીયની છઠ્ઠી કોંગ્રેસે
(૧૯૨૮) અપનાવેલ સિદ્ધાન્ત સૂત્ર



અનુવાદક
ભોગીલાલ ગાંધી

પીપલ્સ પબ્લિશીંગ હાઉસ લિ.
સેન્ડહર્સ્ટ રોડ, મુંબઇ ૪

કિંમત
૧ રૂપિયો

# વસાહતોની ક્રાંતિ



કમ્યુનિસ્ટ આંતરરાષ્ટ્રીયની છઠ્ઠી કોંગ્રેસે (૧૯૨૮) અપનાવેલ સિદ્ધાન્ત સૂત્ર

અનુ: ભોગીલાલ ગાંધી

પિપલ્સ પબ્લિશીંગ હાઉસ લિ.
સેન્ડહર્સ્ટ રોડ, મુંબઇ ૪

કિંમત
૧ રૂપિયો

# અનુક્રમ

## ૧. પ્રાસ્તાવિક



## ૨. વસાહતી અર્થતંત્ર



## ૩. કમ્યુનિસ્ટ વ્યૂહ



## ૪. કમ્યુનિસ્ટોનાં તત્કાલ કર્તવ્યો



Printed by Jayant Shivshankar Bhatt, New Age Printing Press, 190-B Khetwadi Main Road, Bombay 4, and published by him for People's Publishing House, Ltd., 190-B Khetwadi Main Road, Bombay 4.

# વસાહતો અને અર્ધવસાહતોમાં ક્રાંતિકારી આંદોલન

## ૧ : પ્રાસ્તાવિક

### આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિમાં પલટાઓ

૧. કમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલની આ છઠ્ઠી કોંગ્રેસ જાહેર કરે છે કે, લેનિને તૈયાર કરેલાં અને બીજી કોંગ્રેસે અપનાવેલાં "રાષ્ટ્રીય અને વસાહતી સમસ્યાઓ ઉપરના સિધ્ધાન્ત-સૂત્રો" હજી આજે ય એટલાં જ સાબૂત છે; અને કમ્યુનિસ્ટ પાર્ટીઓના કાર્યમાં હજી ય તે રાહબર બનવાં જોઇએ. એ બીજી કોંગ્રેસ મળી ત્યારથી દુનિયાની શાહીવાદી પધ્ધતિમાં જે કટોકટી વ્યાપી છે તેમાં વસાહતો અને અર્ધવસાહતોનો ફાળો મહત્વનો છે. પરિણામે વસાહતો અને અર્ધવસાહતોનું ખરેખાત મહત્વ વિશાળ પ્રમાણમાં વધી ગયું છે.

એક બાજુ જોઇએ તો, શાહીવાદના શોષણનાં આવશ્યક સાધનો તરીકે વસાહતોનો ઉપયોગ થતો હોય છે; આને લીધે, શાહીવાદીઓ વચ્ચેની, ભૂતકાળ કરતાં ય ઘણી વધુ ઉગ્ર લડાઈ અને અથડામણોનું આ વસાહતો નિરંતર મૂળ કારણ બનેલ છે. આજ લગી વ-તે ઓછે અંશે સ્વતંત્ર રહેલી વિવિધ પ્રજાઓ સામેની વ્યકિતગત શાહીવાદી રાજ્યોની લડાઇઓ અને તેની નવી નવી યોજનાઓ બિલકુલ અટકયા વિના ચાલુ રહી છે. સાથો સાથ, વસાહતોની નવેસરથી ભાગ-વહેંચણી કરી ખાવા માટે, શાહીવાદી સત્તાઓની એક બીજા સામેનાં યુદ્ધોની વધુ ઉગ્ર તૈયારીઓ પણ સતત ચાલતી રહી છે.

બીજી બાજુ જોઇએ તો, વિશાળ વસાહતી અને અર્ધ વસાહતી દુનિયા ક્રાંતિકારી આમ આંદોલનની ભભૂકતી અણુભૂઝ ભઠ્ઠી બની ગઇ છે. આ ઘટના પ્રચંડ ઐતિહાસિક મહત્વ ધરાવે છે. આનું એક કારણ તો એ છે કે, શાહીવાદી વિશ્વયુદ્ધ દરમિયાન અને અંતે અત્યંત મહત્વની વસાહતો અને અર્ધ વસાહતોની આંતરિક પરિસ્થિતિમાં (અગત્યના) પલટાઓ થયા છે. આ પલટાઓ તેમના

આર્થિક અને સામાજિક તંત્રમાં થયા છે—જેમકે, ત્યાંના મૂડીવાદી અને ઔદ્યોગિક તત્વો મજબૂત બન્યાં છે; ત્યાંની ખેત કટોકટી વધુ ઉગ્ર બની છે; ત્યાંનો શ્રમજીવી વધુ વિકાસ પામ્યો છે અને તેણે તેના સંગઠનની શરૂઆત કરી છે; તથા ત્યાંની કિસાન આમ જનતાની પાયમાલી વધી છે; વગેરે.

બીજું કારણ આપણે આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિમાં આવેલા પલટાઓમાં જોઈએ છીએ. એક તરફ આગેવાન શાહીવાદી સત્તાઓ સામે વિશ્વયુદ્ધ દરમ્યાન અને વિશ્વ મૂડીવાદની યુધ્ધોત્તર કટોકટી દરમિયાન મુશ્કેલીઓ આવી ઉભી રહી; અને ત્યાર બાદ શાહીવાદી "સુલેહ" ના પરિણામ રૂપે ગ્રેટ બ્રિટન, જપાન, અમેરિકા, ફ્રાન્સ, ઈટલી અને હોલાંડની વસાહતી નીતિ નિર્દય–કારમા સ્વરૂપે આક્રમણખોર બની. તો બીજી તરફ રશિયા શાહીવાદી મટી જઈ શાહીવાદ વિરોધી શ્રમજીવી સત્તા બની. એ સોવિયેત સંઘની પ્રજાઓએ પોતાની સ્વતંત્રતાની રક્ષા અર્થે સંગ્રામો ખેલ્યા; રાષ્ટ્રીયતાની સમસ્યાનો ક્રાંતિકારી ઉકેલ કરી દાખલો બેસાડયો તથા સમાજવાદનું ઘડતર કરી ક્રાંતિકારી અસર ફેલાવી; વિશેષ કરીને, મૂડીવાદી દેશોમાં કમ્યુનિસ્ટ આંદોલનને મજબૂત બનાવ્યું અને વસાહતોના રક્ષણ માટે આ આંદોલન પ્રવૃત્ત કર્યું.

આ તમામ ઘટનાઓએ વસાહતી અને અર્ધવસાહતી દેશોના વિશાળ માનવ લોક સમૂહને રાજકીય રીતે જાગ્રત કરવાના કાર્યમાં બેશુમાર ઝડપ આણી. અને તેમણે, મહત્વના ક્રાંતિકારી લોક–ઉઠાવોની એક સળંગ હાર ખડી કરી; વળી, ઘણા દાખલામાં તો શાહીવાદ વિરોધી મુકિતની લડતને આંતરિક વર્ગ વિગ્રહનાં બળોના વિકાસ સાથે સુગ્રથિત અને લાક્ષણિક સંબંધથી સાંકળી લઈને, તેના પાયા ઉપર આ લોક ઉઠાવોની સિદ્ધિ હાંસલ કરી.

## ચીની ક્રાંતિ

૨. પ્રથમ કક્ષાનું આંતરરાષ્ટ્રીય મહત્વ ધરાવનાર ક્રાંતિ તે ચીની ક્રાંતિ છે. ૧૯૨૫ ના મેની ૩૦ મી તારીખે શાંગહાઈમાં ચીની કામદારોને ગોળીએ વીંધવામાં આવ્યા એ પ્રસંગ ચીની ઇતિહાસમાં અપૂર્વ એવા ક્રાંતિકારી જુવાળને વહેતો કરવાના સિગ્નલ રૂપ હતો. ચીનના અત્યંત મહત્વના ઔદ્યોગિક કેન્દ્રો—શાંગહાઈ, ટિન્ટસીન, હેન્કો, કેન્ટોન, અને બ્રિટિશ વસાહત હોંગ–કોંગ: આ પ્રદેશો આમ ક્રાંતિકારી હડતાળ જંગનાં ક્ષેત્રો હતાં. અને આ લડતનો પડઘો ગ્રામ પ્રદેશોમાં પણ ઉઠયો. ચીની જમીનદારો અને શ્રીમંત ખેડૂતો સામે આમ કિસાન બંડોનો જુવાળ ઉછળ્યો. વિશાળ રાષ્ટ્રીય ક્રાંતિના મોરચાના આ શરૂઆતના તબક્કામાં

પણ રાષ્ટ્રીય મૂડીવાદી વર્ગે ક્રાંતિકારી લડતને મર્યાદિત બનાવવાની કોશીશો કરી. એણે આ લડતને માત્ર શાહીવાદ વિરોધી બહિષ્કાર અને શાહીવાદ વિરોધી લડતના રાષ્ટ્રીય ચોકઠામાં જ પૂરી રાખવા પ્રયાસ કર્યો.

વળી, ક્રાંતિકારી જુવાળ ઉછળ્યો એની સાથોસાથ પ્રતિક્રાંતિકારીઓએ પોતાનાં બળોને સંગઠિત કરવા માંડયાં; (ચાંગ-કાઇ-શેકે ૧૯૨૬ના માર્ચમાં સત્તા પચાવી પાડી; પેકિંગમાં વિદ્યાર્થીઓનાં નિદર્શનો ઉપર ગોળીબાર થયો; કોમિંગટાંગની અંદર મવાળ જૂથની સ્થાપના થઇ; ક્વાનટુંગ અને ક્વાન્સીમાં કિસાનો સામેની લડાઇ શરૂ થઈ વગેરે.) ૧૯૨૬ના ઉનાળામાં ઉત્તરી-કૂચ કરી અનેક પ્રાંતો કબજે કર્યા; પ્રત્યાઘાતી લશ્કરવાદી જૂથોની આખી હારમાળાને પરાજય આપ્યો અને છિન્ન ભિન્ન કરી નાખી; આની સાથે જ જબરજસ્ત આમ આંદોલન વિકાસ પામ્યું. (હેન્કો અને કયુકિઆન્ગમાં બ્રિટિશ થાણુંઓને સર કર્યાં; શાંગહાઇમાં સાર્વત્રિક હડતાળ પડી, ને એમાંથી સશસ્ત્ર બળવો જાગ્યો; તથા કિસાન આંદોલન પણ વિરાટ સ્વરૂપે જાગી ઉઠયું) ૧૯૨૭ના એપ્રિલમાં શાંગહાઇમાં બળવો સફળ થયો; અને રાષ્ટ્રીય ક્રાંતિકારી આંદોલનમાં શ્રમજીવી વર્ગની આગેવાનીનો સવાલ મોખરે આવી ઉભો. એ બળવાએ, આખરે, દેશી મૂડીવાદને પ્રત્યાઘાતની છાવણીમાં ધકેલી દઇ ચાંગ કાઈ શેકના પ્રતિક્રાંતિકારી હલ્લાને આમંત્ર્યો.

સત્તા હાથ કરવાની લડતમાં કામદારોએ સ્વતંત્ર પ્રવૃત્તિ કરી, ઉપરાંત કિસાન આંદોલનનો વધુ વિકાસ થયો ને તેમાંથી ખેત-ક્રાંતિ પરિણમી. આ બધાંએ કોમિંગટાંગની મધ્યમવર્ગી શાખાની નેતાગીરી નીચે રચાયેલી વુહાન સરકારને પણ પ્રતિક્રાંતિની છાવણીમાં ધકેલી દીધી. ગમે તેમ પણ, ક્રાંતિકારી જુવાળ શમી જવા આવ્યો હતો. અનેક બંડ-ઉઠાવો દરમિયાન (હો-લુંગ અને યે-તિંગની આગેવાનીએ દોરેલો ઉઠાવ, અને હુનાન, હુપેહ, ક્વાનટુંગ, તથા કિઆન્ગસુમાં જાગેલાં કિસાન બંડો) કામદાર વર્ગ અને કિસાન જનતાએ શાહીવાદીઓ, મૂડીવાદી વર્ગ અને જમીનદારોના હાથમાંથી સત્તા પડાવી લેવા હજીય પ્રયાસો ચાલુ રાખ્યા; અને એ રીતે ક્રાંતિને હારતી નિવારવા મથ્યા. પણ એમાં એમને સફળતા ન મળી. આ ઉઠાવોમાંનો છેક છેલ્લો અને જોરદાર હલ્લો તો કેન્ટોનના વીર શ્રમજીવીઓનો હતો. એમણે સોવિયેતો રચવાનું સૂત્ર બુલંદ કરી, કોમિંગટાંગને ઉથલાવી પાડી કામદાર કિસાન સરમુખત્યારી સ્થાપવાના પ્રયાસો સાથે ખેત-ક્રાંતિને સાંકળી દેવા કોશીશ કરી.

## હિંદી આંદોલન

**૩. હિંદમાં બ્રિટિશ શાહીવાદની નીતિ દેશી ઉદ્યોગોના વિકાસને રોકવાની રહી છે; એણે હિંદી મૂડીવાદી વર્ગમાં** ભારે અસંતોષ જગાવ્યો છે. આ મૂડીવાદી વર્ગમાં પહેલાં ધાર્મિક પંથો અને જ્ઞાતિઓના જે વિભાગો પડી ગયેલા હતા તેને સ્થાને વર્ગ સંગઠન સધાયું. એનું મૂર્ત સ્વરૂપ આપણને હિંદી રાષ્ટ્રીય કોંગ્રેસ (હિંદી મૂડીવાદી વર્ગનું વાજીંત્ર) અને મુસ્લિમ લીગ વચ્ચે ૧૯૧૬ માં જે સંધાણ થયું તેમાં જોવા મળે છે. આ બંને સંસ્થાઓનું આ સંધાણ બ્રિટિશ શાહીવાદ સામે દેશભરનો રાષ્ટ્રીય સંયુક્ત મોરચો બની ઉભું રહ્યું. યુદ્ધ દરમિયાન જાગેલા ક્રાંતિકારી આંદોલનના ભયે બ્રિટિશ શાહીવાદને દેશી મૂડીવાદી વર્ગનાં હાથમાં થોડાક ટુકડા આપવાની ફરજ પાડી. આ ટુકડા એટલે કે ૧૯૧૯માં તુચ્છ બંધારણી સુધારાઓ આપવામાં આવ્યા તે; તથા જે આર્થિક–છુટછાટો[૨] આપવામાં આવી તે. આમ છતાં, બ્રિટિશ શાહીવાદ સામે જે ક્રાંતિકારી ઉઠ્ઠાવોની હારમાળા ચાલી તેમાં આમ જનતાનો સમસમી રહેલો અસંતોષ વ્યક્ત થાય છે. આ અસંતોષ હિંદી આમ જનતામાં પેદા થવાની પાછળ શાહીવાદી યુદ્ધ અને તેનાં નાશકારી પરિણામો કારણરૂપ છે (૧૯૧૮માં દુકાળ, રોગચાળો). આની પાછળ કામદાર પ્રજાના વિશાળ વિભાગોની હાલત જે ભયંકર હદે બગડી ગઇ એ જવાબદાર છે; અને સાથોસાથ રશિયામાં ઓક્ટોબર ક્રાંતિ થઇ તેની અસર અને જુદા જુદા વસાહતી દેશોમાં શરૂ થયેલી બળવાની હારમાળા પણ કારણરૂપ છે ( દા. ત. ટર્કીની પ્રજાની આઝાદી માટેની લડત ).

હિંદમાં આ (૧૯૧૯–૨૨) પ્રથમ મહાન શાહીવાદ વિરોધી આંદોલન જાગ્યું; પણ હિંદી મૂડીવાદી વર્ગે રાષ્ટ્રીય ક્રાંતિના ધ્યેયને દગો દઇ એ આંદોલનને ખતમ કર્યું; કેમકે કિસાન બળવાઓના ઉઠતા જુવાળો તથા દેશી માલિકો સામેની હડતાળોથી તે થથરી ઉઠ્યો હતો. રાષ્ટ્રીય ક્રાંતિકારી આંદોલન આ રીતે ફસકી પડતાં અને મૂડીવાદી–રાષ્ટ્રવાદની ક્રમશઃ પડતી થતાં બ્રિટિશ શાહીવાદની હિંમત બઢી. એણે હિંદી ઉદ્યોગ–વિકાસને અવરોધતી નીતિ પાછી અમલમાં મૂકી. હિંદમાંનાં બ્રિટિશ શાહીવાદનાં તાજેતરનાં પગલાંઓ પરથી એમ જણાય છે કે, બ્રિટિશોની વસાહતો ઉપરની ઇજારાદારી અને હિંદની સ્વતંત્ર રીતે આર્થિક વિકાસ કરવાની દિશામાંની વલણ—આ બે વચ્ચે વસ્તુગત વિસંવાદો છે; અને વરસે વરસે તે વધુ ને વધુ ઉગ્ર બની રહ્યા છે; તથા એક નવી ક્રાંતિકારી કટોકટી ભણી તે દેશને દોરી રહ્યા છે.

બ્રિટિશ સત્તાને માથે સાચો ભય ઝઝૂમતો હોય તો તે મૂડીવાદી છાવણીનો નહિ, પણ હિંદી કામદારોના વધતા જતા આમ આંદોલનનો છે; આ આંદોલન વિરાટ હડતાળો રૂપે વિકસી રહ્યું છે. સાથોસાથ, ગામડાંમાં પણ કટોકટી ઉગ્ર બની છે; અને તે ખેત–ક્રાંતિ પાકી રહી હોવાની સાક્ષી આપે છે. આ બધી ઘટનાઓ હિંદની આખી રાજકીય પરિસ્થિતિને ઉદ્દામ પરિવર્તનને માર્ગે દોરી રહી છે.

## ઈન્ડોનેશિયા

**૪. ઈન્ડોનેશિયામાં** ડચ શાહીવાદને તેના વધુ શક્તિશાળી પડોશીઓને (અમેરિકા અને બ્રિટિશ શાહીવાદ) તેમનો માલ અને તેમની મૂડી ઇન્ડોનેશિયામાં આયાત કરવાની તક આપવાની વધુ ને વધુ ફરજ પડી છે. આમ, ઈન્ડોનેશિયામાં ખુદ ડચ શાહીવાદને વધુ ને વધુ તાબેદારીનો અર્થાત દલાલનો ભાગ ભજવવાની ફરજ પડી છે. સાથોસાથ ડચ શાહીવાદે પોલિસ તરીકેનો તથા ફાંસિયા તરીકેનો ભાગપણ ભજવવાનો આવ્યો છે.

૧૯૨૬ના નવેંબરમાં જાવામાં જે બળવો ફાટી નીકળ્યો તેનું તત્કાલ ઉત્તેજક –કારણ એ હતું કે, ત્યાં આર્થિક કટોકટી વ્યાપી હતી; આમજનતાની હાલત વધુ ને વધુ બદતર બની રહી હતી, તથા ત્યાંની રાષ્ટ્રીય ક્રાંતિકારી ચળવળ સામે સરકારે ક્રૂર દમનનો કોરડો વીંઝ્યો હતો. આ બળવો ઘણે અંશે કમ્યુનિસ્ટોની આગેવાની નીચે થયો હતો. સરકાર આ બળવાને ખૂનના ખાબડામાં ડુબાડી દેવામાં સફળ નીવડી. તેણે કમ્યુનિસ્ટ પાર્ટીને દબાવી દીધી; અને શ્રમજીવીઓ તથા કિસાનોના હજારો ઉત્તમ નેતાઓને કાંતો જેલમાં નાખ્યા કાંતો ફાંસીએ લટકાવી દીધા. ત્યારબાદ સરકારે જનતાના ધિક્કારને ઢીલો પાડી દેવા તથા જનતાને **'શાંત'** પાડવાના કામમાં રાષ્ટ્રીયસુધારક નેતાઓની સહાય ખરીદી લેવા માટે નજીવા સુધારાઓ દાખલ કર્યા. પરંતુ એથી મહેનતકશ પ્રજાની હાલતમાં કશોજ સુધારો થયો નહિ. દેશમાં આર્થિક કટોકટી—ખાસ કરીને ખાંડ અને રબર ઉદ્યોગમાં—ચાલુ જ રહી; કામદારોની હાલત વધુ બદતર બનાવવાના અને બેકારી બઢાવવાના હેતુથી કામદારો ઉપરના મૂડીવાદીઓના હલ્લા ચાલુ રહ્યા; પરંતુ એથી તો, સત્તાધારી શાહીવાદ સામેના કામદાર કિસાન આમજનતાના નવા ઉઠાવ માટેની વસ્તુગત પૂર્વ–પરિસ્થિતિ અનિવાર્ય પેદા થાય છે.

## ઉત્તરી આફ્રિકા અને સીરિયા

**૫.** ૧૯૨૫ થી **ઉત્તરી આફ્રિકામાં** ફ્રેંચ તથા સ્પેનના શાહીવાદ સામે રિફ્ફની કેબિલ જાતિઓના બળવાની હારમાળા શરૂ થઇ ગઇ; ત્યારબાદ

ફ્રેન્ચ શાહીવાદ સામે સીરિયાના મેન્ડેટેડ પ્રદેશમાં ડ્રુસ જાતિઓના બળવા થયા. મોરોક્કોમાં ઘણી લાંબી લડાઇને અંતે જ શાહીવાદીઓ આ બળવાઓને પહોંચી વળવામાં સફળ થયા. આ દેશોમાં પરદેશી મૂડીએ જે ઉગ્ર પગપેસારો કર્યો છે તેથી નવાં સામાજિક બળો જન્મી ચૂકયાં છે. અને પેલેસ્ટાઇન, સીરિયા, ટ્યુનિસ, અને અલ્જીઅર્સમાં, પ્રથમવાર, જે આમ હડતાળોનું મોજું ફરી વળ્યું છે તેમાં તેનું પ્રતિબિમ્બ પડે છે. ક્રમશ:, પણ ઘણી ધીમે ધીમે, આ દેશોમાં કિસાનો પણ લડતમાં ખેંચાઇ રહ્યા છે.

## લેટિન અમેરિકા (દક્ષિણ અમેરિકા)

૬. **લેટિન અમેરિકા**ના દેશોમાં ઉત્તરી અમરિકી શાહીવાદનો આર્થિક અને ફોજી વિસ્તાર વધી રહ્યો છે; અને આ ખંડ, સમસ્ત શાહીવાદી વસાહતી તંત્રની દુશ્મનાવટોનું અત્યંત અગત્યનું મિલન સ્થાન બની રહ્યો છે. (પ્રથમ) વિશ્વયુદ્ધ પૂર્વે આ દેશોમાં ગ્રેટ બ્રિટનની નિર્ણાયક અસર હતી; અને એમાંના ઘણાની દશા તો અર્ધ-વસાહતો જેવી બની ગઇ હતી; આને બદલે, યુદ્ધ બાદ આ દેશો અમેરિકા ઉપર બ્રિટિશ કરતાં ય વધારે આધાર રાખનારા થઇ ગયા છે. ઉત્તરી અમરિકી શાહીવાદ તેની મૂડીની વધુ નિકાસ કરીને આ દેશોના આર્થિક જીવનમાં વર્ચસ્વનાં સ્થાનો ઉપર વિજય મેળવે છે; તે આ દેશોની સરકારોને તેના શરાફી કાબૂ નીચે આણી તાબેદાર બનાવે છે; અને તેની જ સાથે, એ બધાને એક પછી એક ઓહિયાં પણ કરી જાય છે.

અમરિકી શાહીવાદની આ હલ્લાખોર નીતિ ધીમે ધીમે વધુ ને વધુ ખુલ્લી હિંસાનું સ્વરૂપ ધારણ કરે છે; અને લશ્કરી દખલ કરવા સુધી પહોંચે છે (દા. ત. નિકારાગુઆ). અમરિકી શાહીવાદ સામેની રાષ્ટ્રીય મુક્તિની જે લડત લેટિન અમેરિકામાં શરૂ થઇ ગઇ છે, એની નેતાગીરી મોટે ભાગે મધ્યમવર્ગી છે. રાષ્ટ્રીય મૂડીવાદ દેશની ઘણી જૂજ વસ્તીનું પ્રતિનિધિત્વ ધરાવે છે (આર્જેન્ટીના, બ્રાઝિલ અને ચીલ સિવાય); અને એક હાથે તેનો સંબંધ મોટા જમીનદારો સાથે છે; તો બીજે હાથે અમરિકી મૂડીવાદ સાથે છે. આ રાષ્ટ્રીય મૂડીવાદ પ્રતિ-ક્રાંતિની છાવણીમાં છે.

મેક્સિકોની ક્રાંતિ જમીનદારો અને પાદરી સંસ્થા સામેની ક્રાંતિકારી કિસાન લડત તરીકે શરૂ થઈ; પરંતુ સાથોસાથ એ જ લડતે અમરિકી અને બ્રિટિશ શાહીવાદ સામેની આમ લડતનું સ્વરૂપ ધારણ કર્યું; અને મધ્યમ વર્ગની સરકારની સ્થાપના સુદ્ધાં થઇ, જેણે ઉત્તરી અમરિકી શાહીવાદ તથા મોટા જમીન-

દારોને રાહતો આપીને પોતાની ગાદી ટકાવી રાખવા માટે ધમપછાડા માર્યા. ઇક્વેડોરમાંના કિસાન બળવાઓ અને કામદારોની હડતાળો મુખ્યતઃ ગુયાકિવલના શરાફી જમીનદારો તથા વ્યાપારી મૂડીવાદીઓની બનેલી સરકાર સામે હતાં. અંતે તો ૧૯૨૫માં લશ્કરી કાવતરું થયું અને લશ્કરી સરમુખત્યારીની સ્થાપના થઇ. ચીલમાં ફોજી ક્રાંતિઓની હારમાળા ચાલી, નિકારાગુઆમાં ઉત્તરી અમરિકી શાહીવાદ સામે ગેરિલા લડાઇ થઇ. દક્ષિણ બ્રાઝિલમાં બળવાઓની હારમાળા શરૂ થઇ. પેટેગોનિયા તથા આર્જેન્ટિનમાં ખેત-મજૂરોનું બંડ જાગ્યું. બોલિવિયા, પેરૂ, ઇક્વેડોર અને કોલંબિયામાં ઇન્ડિયનોએ ધીંગાણું કર્યું; વેનેઝુએલા અને કોલંબિયામાં સિપાઇ-વિદ્રોહ થયો અને સાર્વત્રિક હડતાળો પડી; આમજનતાનાં નિદર્શનો થયાં; કયુબામાં તથા સમસ્ત મધ્ય અમેરિકા ને કોલંબિયા વગેરેમાં શાહીવાદ વિરોધી લોકઆંદોલન જામ્યું. આ બધા છેલ્લાં થોડાં વરસના બનાવો એ વાતની સાખ પૂરે છે કે, ક્રાંતિકારી પ્રક્રિયા ખૂબ જ વિસ્તરી રહી છે અને ગહરી બની રહી છે; ખાસ કરીને લેટિન અમરિકી દેશોમાં વિશ્વ શાહીવાદ સામેનો પ્રજાકીય રોષ સતત વધી રહ્યો છે.

## શાહીવાદના વિસંવાદો

૭. વસાહતી દેશોમાંની ક્રાંતિકારી હિલચાલને આજલગી શાહીવાદ મોટા ભાગના કિસ્સામાં ખૂની દમનથી દબાવી દઇ શકયો છે. પરંતુ આ હિલચાલોએ જે મૂળભૂત સમસ્યાઓ ઉભી કરી હતી તે બધી હજી અણઉકલી જ છે. વિશ્વ શાહીવાદની વસાહતોમાંની નીતિ અને વસાહતી પ્રજાઓનો સ્વતંત્ર વિકાસ—એ બેની વચ્ચે વસ્તુગત વિસંવાદ છે, અને તેનો નિકાલ ચીન, હિંદ યા બીજા કોઇ પણ વસાહતી યા અર્ધ વસાહતી દેશોમાં આવ્યો નથી; એથી ઉલટું, આ વિસંવાદો વધુ તીક્ષ્ણ બને છે અને તેનો નિકાલ વસાહતોની મહેનતકશ આમ જનતાની વિજયી ક્રાંતિકારી લડત દ્વારા જ આવી શકે છે. જયાં લગી આ વિસંવાદોનો નિકાલ આણવામાં ન આવે ત્યાં લગી તે દરેક વસાહતી અને અર્ધ વસાહતી દેશમાં ક્રાંતિ આણનારા એક અત્યંત શકિતશાળી વસ્તુગત બળ તરીકે ભાગ ભજવશે. વળી, શાહીવાદી સત્તાઓની વસાહતી નીતિ તેમની વચ્ચેની પરસ્પરની દુસ્મનાવટ અને યુધ્ધોના જોરદાર ઉત્તેજક તરીકે કામ કરે છે. આ દુશ્મનાવટ ખાસ કરીને અર્ધવસાહતોમાં, વધુ ને વધુ તીક્ષ્ણ બને છે; અને શાહીવાદીઓ વચ્ચે ગમે તેટલા ચોક્કસ જૂથો વારંવાર બંધાઇ જવા છતાં, આ દુસ્મનાવટ ખૂબ જ મહત્વનો ભાગ ભજવે છે. એક તરફ, શાહીવાદી દુનિયા અને બીજી તરફ સોવિ-

યેત સંઘ તથા મૂડીવાદી દેશોમાંની ક્રાંતિકારી કામદાર હિલચાલ—એ બે વચ્ચેના વિસંવાદો વસાહતોમાંની ક્રાંતિકારી હિલચાલના વિકાસ માટે સૌથી મોટું મહત્ત્વ ધરાવે છે.

## વસાહતો અને સામાજીક ક્રાંતિ

૮. દુનિયાના ઈતિહાસના આજના તબક્કે, એક તરફ સમાજવાદી વિશ્વક્રાંતિ (સોવિયેત સંઘ તથા મૂડીદારી દેશોમાંની ક્રાંતિકારી કામદાર હિલચાલ) અને બીજી તરફ શાહીવાદી બળો વચ્ચે લડાયક મોરચો સ્થાપવો એ **મૂળભૂત મહત્વનું** કાર્ય છે. શાહીવાદી ગુલામી સામે ઝઝૂમતી વસાહતી મહેનતકશ આમ જનતા વિશ્વ સમાજવાદી ક્રાંતિનું અત્યંત શક્તિશાળી સહાયક બળ છે. આજને તબક્કે, શાહીવાદી મોરચામાં વસાહતી દેશો વિશ્વ શાહીવાદને માટે એક ભયંકરમાં ભયંકર વિભાગ છે. વસાહતો અને અર્ધ વસાહતોમાં ક્રાંતિકારી મુક્તિ આંદોલનો સોવિયેત સંઘના ઝંડા નીચે વધુ ને વધુ એકત્ર થાય છે; કેમકે તેમને કડવા અનુભવોને અંતે, એ વાતની પાકી ખાત્રી થાય છે કે ક્રાંતિકારી શ્રમજીવીના સાથ સહકાર વિના, તથા વિશ્વશાહીવાદ ઉપર વિશ્વ શ્રમજીવી ક્રાંતિના વિજય વિના તેનો કોઈ ઉદ્ધાર નથી. તો સામેથી, સોવિયેત સંઘનો શ્રમજીવી તથા કમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલની દોરવણી નીચે ચાલતી મૂડીદારી દેશોમાંની કામદાર હિલચાલ આ વસાહતી તથા અન્ય ગુલામ પ્રજાઓની મુક્તિની લડતને ટેકો આપે છે, અને સક્રિય રીતે વધુ ને વધુ ટેકો આપશે; શાહીવાદની ધૂંસરીમાંથી આખરી મુક્તિ પામવાની વસાહતી પ્રજાઓની લડતમાં આ જ માત્ર સધ્ધર ટેકાઓ છે.

વળી, સોવિયેત સંઘ અને શાહીવાદી દેશોના ક્રાંતિકારી શ્રમજીવી વર્ગની મૈત્રીના જોર ઉપર ચીન, હિંદ અને અન્ય તમામ વસાહતો અને અર્ધ વસાહતોની આમપ્રજા માટે સ્વતંત્ર, આઝાદ, આર્થિક અને સાંસ્કારિક વિકાસની શકયતા પેદા થાય છે; એટલું જ નહિ પણ, **મૂડીદારી તંત્રના વર્ચસ્વનો તબક્કો ઓળાંડીને** અથવા સાધારણતઃ મૂડીદારી સંબંધોનો વિકાસ કર્યા વિના ઉપર કહ્યા તેવા વિકાસની શકયતા પેદા થાય છે.

આમ, શાહીવાદ યુદ્ધો અને ક્રાંતિના યુગમાં તથા જે યુગમાં શ્રમજીવી સરમુખત્યારી જન્મી ચૂકી છે તેવા યુગમાં વસાહતી પ્રજાઓના વિકાસની આખી દૃષ્ટિ નવા માળખા સાથે સંકળાયેલી છે. આજના વિશ્વ આર્થિકતંત્રનું પૃથક્કરણ આપણને કોઈ પણ રીતે એવા ખ્યાલ ભણી નથી દોરી જતું કે હવે મૂડીવાદની આબાદીના

નવો અને લાંબો તબક્કો શરૂ થવાનો છે; પણ એથી ઉલટું જ બતાવે છે કે, હવે મૂડીવાદ અનિવાર્ય રીતે ફેંકાઇ જનાર છે; તે એનો ઐતિહાસિક પ્રગતિશીલ ભાગ ક્યારનોય ભજવી ચૂક્યો છે; અને વધુ વિકાસ ઉપર તે ક્યારનો રુંધકબળ રૂપે કામ કરે છે; તે ક્યારનોય છિન્ન ભિન્ન થઇ રહ્યો છે (અને એની જગાએ શ્રમજીવી સરમુખત્યારી આવી રહી છે; દા. ત. સોવિયેત સંઘ); અને માનવતાને સતત નવા ઉલ્કાપાતો ભણી ખેંચી જાય છે. આ બધું એક જ વાત બતાવે છે કે, પછાત વસાહતો માટે પોતાનો વિકાસ કરવા બિન–મૂડીવાદી માર્ગની શક્યતાઓ વસ્તુગત પરિસ્થિતિમાં રહેલી છે; મુખ્ય વસાહતોમાં, મૂડીવાદી લોકશાહી ક્રાંતિને ઓળાંડી જઇને, બીજા દેશોમાંની વિજયી શ્રમજીવી સરમુખત્યારીની મદદ લઇને, શ્રમજીવી સમાજવાદી ક્રાંતિ ઉપર પહોંચી જવાની શક્યતા રહેલી છે. અનુકૂળ વસ્તુગત પરિસ્થિતિઓમાં આ શક્યતા નક્કર વાસ્તવ સ્વરૂપ ધારણ કરે છે. એને લીધે **લડત** અને લડત જ માત્ર વિકાસનો સાચો માર્ગ નક્કી કરે છે. પરિણામે, આ માર્ગનો સિદ્ધાન્તિક તથા વ્યવહારૂ બચાવ કરવો, અને તેને માટે અત્યંત આપ કુરબાનીની લડત ખેલવી એ તમામ કમ્યુનિસ્ટોની ફરજ છે. આ દૃષ્ટિએ જોતાં, વસાહતો સામેય સોવિયેતોના પાયા ઉપર ક્રાંતિકારી સત્તા પ્રાપ્ત કરવાનો સવાલ આવી ઉભો રહે જ છે.

આમ, વસાહતો અને અર્ધ વસાહતોની ક્રાંતિકારી હિલચાલના તમામ મૂળગત સવાલો સમાજવાદી તંત્ર અને મૂડીવાદી તંત્ર વચ્ચેના મહાન યુગવર્તી સંઘર્ષ સાથે નજીકનો સંબંધ ધરાવે છે. આ સંઘર્ષ આજે વિશ્વના પટ પર સોવિયેત સંઘ સામે શાહીવાદી યુધ્ધનું સ્વરૂપ ધારણ કરે છે; તો દરેક અલગ મૂડીવાદી દેશમાં તે મૂડીવાદી વર્ગની સત્તા અને કમ્યુનિસ્ટ આંદોલન વચ્ચેના યુધ્ધનું સ્વરૂપ ધારણ કરે છે.

આ સંઘર્ષમાં સમસ્ત વિશ્વના ક્રાંતિકારી શ્રમજીવીનો તથા વસાહતોની મહેનતકશ આમ જનતાનો સહકાર શાહીવાદ ઉપરના વિજયની અત્યંત ચોક્કસ ખાત્રી આપે છે. આ સંઘર્ષમાં બે શાહીવાદી રાજ્યો વચ્ચેની પ્રત્યેક અથડામણનો તથા સોવિયેત સંઘ સામેના શાહીવાદીઓના યુદ્ધનો ઉપયોગ વસાહતોએ પોતાની જનતાને એકત્ર કરવામાં તથા તેને શાહીવાદ સામેની નિર્ણાયક લડતમાં ભાગીદાર બનાવવામાં અને રાષ્ટ્રીય મુક્તિ તથા કામદાર–કિસાનોના વિજય માટે કરવો જોઇએ.



# ૨ : વસાહતી અર્થતંત્ર અને શાહીવાદની વસાહતી નીતિના લાક્ષણિક મુદ્દાઓ

## વસાહતોમાં શાહીવાદની અસર

૯. મૂડીવાદના છેક આદિ સ્વરૂપથી લઈ તેનો છેલ્લો તબક્કો—અર્થાત્ શાહીવાદી તબક્કા સુધીના મૂડીવાદી દુનિયાના સમગ્ર અર્થતંત્રના વિકાસના એક આનુષંગિક ભાગ તરીકે વસાહતોની તાજેતરની તવારિખ સમજીએ તો જ તે તવારિખ સમજી શકાશે.

નફાખોરી અને શોષણ ઉપર રચાયેલ પોતાના વિશ્વ અર્થતંત્રના ક્ષેત્રમાં જેટલા પ્રમાણમાં મૂડીવાદ વિશાળ વસાહતી પ્રદેશોને વધુ ને વધુ મજબૂત રીતે ખેંચે છે તેટલા પ્રમાણમાં, દર્પણમાં પ્રતિબિમ્બ પડતું હોય તે રીતે, વસાહતી અર્ધ વસાહતી દેશોના રાજકીય અને આર્થિક ઈતિહાસમાં મૂડીદારી ઉત્પાદન પદ્ધતિ અને મૂડીવાદી સામાજિક વ્યવસ્થાના કહેવાતા 'સંસ્કૃતીકરણ' અને સંસ્કાર પ્રચારનાં તમામ લાક્ષણિક મુદ્દાઓ જોવા મળે છે. વિશેષતઃ તે "પ્રાથમિક મૂડી સંચય"[3]ના તમામ તરીકાઓ અને તેના વ્યવહારને નિષ્ઠુર ચોક્કસાઈથી ખુલ્લા પાડે છે.

વસાહતી લૂંટણગીરી તથા દંડ માટેની લશ્કરી ધાડો, તથા દેશી વસ્તીને માથે ફરજીયાત રીતે બાઇબલ, દારૂ અને નાચીજ વસ્તુઓ ઠોકી બેસાડવા માટેના યુરોપ અમેરિકાના અતિ ખ્રિસ્તી દેશોના અફીણ–વિગ્રહો[4] અને ચાંચિયા હલ્લાઓ —આ બધા સાથે સંકળાયેલી મુલ્કો કબજે કરવાની અને દમનની (મૂડીવાદી) નીતિ ક્રૂરતામાં બેનમૂન છે. આ નીતિ મૂડીવાદી ઈમારતને પગભર કરવામાં એક અત્યંત મહત્વનું સાધન બની છે.

ભલે શાહીવાદીઓ અને તેમના સુધારાવાદી પિઠ્ઠુઓ (મેકડોનાલ્ડ, ઓટોબોર એન્ડ કું.) ઘૃણાસ્પદ જુઠ્ઠાણાં ચલાવે કે શાહીવાદ "પછાત જાતિઓને" આબાદી, પ્રગતિ અને સંસ્કાર માટે કેળવણી આપે છે;" પણ (મુક્ત–વ્યાપાર-વાદી મૂડીવાદ) ઇજારાવાદી મૂડીદારી યુગ[5]માં પરિણમવાથી વસાહતી દેશોમાં જીવતા લાખો—કરોડો માનવીઓની ધુંસરી જરાય હળવી થઈ નથી. મૂડીદારી વિકાસે, ખાસ કરીને તેના અસ્તિત્વના પ્રથમ તબક્કામાં, પ્રત્યેક સ્થળે સત્યાનાશી

પરિણામો જન્માવ્યાં છે; એજ પરિણામો પરદેશી મૂડીના પ્રવેશને કારણે અનેક ગણી વધુ રાક્ષસી હદે, અને ત્વરિત ગતિએ દેખા દે છે. બીજી તરફ, મૂડીવાદનાં પ્રગતિશીલ પરિણામોનો વસાહતોમાં મોટે ભાગે અભાવ હોય છે. વસાહતોમાં જ્યાં સત્તાધારી શાહીવાદને સામાજિક ટેકાની જરૂર હોય છે, ત્યાં તે સૌથી પ્રથમ, આગલા સામાજીક તંત્રના સત્તાધારી વિભાગ સાથે મૈત્રી બાંધે છે; એટલે કે બાપુશાહી સામંતો અને વ્યાપારીઓ તથા ધીરધાર કરનારા મૂડીવાદી વર્ગ સાથે જનતાની બહુમતી સામે તે મૈત્રી બાંધે છે.

શાહીવાદ પોતાના પ્રત્યાઘાતી સાથીદારોના અસ્તિત્વ માટે જરૂરી એવા મૂડીવાદી યુગ પહેલાંનાં શોષણનાં બધાં સ્વરૂપો (ખાસ કરીને ગામડાંમાંનાં) હંમેશને માટે ટકાવી રાખવા દરેક સ્થળે પ્રયાસ કરે છે. આ વસાહતી રાજ્યતંત્રની ફોજ, પોલિસ તથા તેના વહીવટી તંત્રને ટકાવી રાખવા માટે જનતાના આમ સમૂહને આ દેશોમાં લખલૂટ નાણાં આપવાની ફરજ પડે છે. ખાસ કરીને કંગાળ બનેલા કિસાનોમાં દુકાળો અને મહામારીઓ ફાટી નીકળે છે; દેશી વસ્તીના હાથમાંથી મોટા પ્રમાણમાં જમીન છીનવાઇ જાય છે; કામદારની અમાનુષી અવદશા થાય છે (ગોરા મૂડીદારોનાં જંગી-ખેતરો અને ખાણોમાં વગેરે) અને ખુલ્લી ગુલામી કરતાં ય ઘણી વાર તો આ વધુ બદતર હોય છે. આ બધાની સત્યાનાશી અસર વસાહતી વસ્તી ઉપર થાય છે; અને અનેકવાર તો, પરિણામે, આખી ને આખી પ્રજાઓનું નામોનિશાન મટી જાય છે. વસાહતોમાં શાહીવાદી રાજ્યોનો 'સંસ્કાર ફાળો' વાસ્તવરૂપમાં તેની ફાંસિયા તરીકેની કામગીરીમાં જોવા મળે છે.

## સંસ્થાનો

૧૦. વસાહતી દેશોમાં બે પ્રકારના દેશોનો ભેદ પાડવો જરૂરી છે. એક તો, મૂડીવાદી દેશોની એવી વસાહતો, જેમનો ઉપયોગ મૂડીવાદી દેશોની વધારાની વસ્તીના વસાહતીકરણ માટે થયો છે; ને એ રીતે જેમણે મૂડીવાદી તંત્રનું સાતત્ય જાળવી રાખ્યું છે (ઓસ્ટ્રેલિયા, કેનેડા વ.). બીજી એવી વસાહતો કે જેનું શોષણ શાહીવાદીઓ પ્રથમતઃ તેમના માલના બજારો માટે તથા કાચા માલના ભંડાર તરીકે, તથા તેમની મૂડીની નિકાસના ક્ષેત્રો તરીકે કરે છે. આ પ્રકારનો ભેદ કેવળ ઐતિહાસિક દૃષ્ટિએ નહિ, પરંતુ આર્થિક અને રાજકીય દૃષ્ટિએ પણ અત્યંત મહત્વનો છે. પ્રથમ પ્રકારની વસાહતો તેમના સર્વ સાધારણ વિકાસને કારણે "સંસ્થાનો" બની; એટલે કે તેઓ પ્રચલિત શાહીવાદી તંત્રના સમાન અથવા તો લગભગ સમાન હક્કવાળા સભ્યો બન્યા. મૂડીવાદી વિકાસના પરિણામે ગોરી વસ્તીની અંદર

રાજ્યકર્તા દેશના જેવી જ વર્ગ—બાંધણી પુનઃ પેદા થાય છે; જ્યારે મોટા ભાગની દેશી વસ્તીનું નિકંદન કરાયું હોય છે. બીજા પ્રકારની વસાહતોમાં (અર્થાત્ ગુલામ દેશોમાં) જે પ્રકારનું વસાહતી—રાજ્યતંત્ર હોય છે તેવું રાજ્યતંત્ર આ પ્રથમ પ્રકારની વસાહતોમાં ન જ હોઈ શકે. આ બે પ્રકારો વચ્ચે એક ત્રીજો વચગાળાનો પ્રકાર (વિવિધ સ્વરૂપે) હોય છે; તેમાં દેશી વસ્તી મોટા પ્રમાણમાં વસતી હોવા ઉપરાંત, ત્યાં ગોરા વસાહતીઓની ય મોટી સંખ્યા હોય છે (દક્ષિણ આફ્રિકા, ન્યુ ઝીલેન્ડ, અલ્જીઅર્સ વગેરે). રાજકર્તા દેશમાંથી આવેલો મૂડીવાદી વર્ગ, આ દેશોમાં—(વસાહતોમાં) રાજકર્તા દેશના મૂડીવાદી વર્ગના જ એક વસાહતી—ભાગ તરીકે રહે છે. આ મૂડીવાદી વર્ગનાં હિતોનો રાજકર્તા દેશના વસાહતી હિત સાથે સારા પ્રમાણમાં મેળ ખાય છે. રાજકર્તા દેશ કેટલેક અંશે વસાહતોમાંના તેના મૂડીવાદી આશ્રિતોને મજબૂત બનાવવામાં પોતાનું હિત જુવે છે; એમાં ય, મૂળ દેશી વસ્તીને ગુલામ બનાવવામાં અથવા તો એમનું સમૂળગું નિકંદન કરવામાં આ શાહીવાદના આશ્રિતો સફળ થયા હોય ત્યારે તો ખાસ. બીજી બાજુ એમ પણ બને કે, અર્ધ સ્વતંત્ર દેશોમાં પોતાની અસર જમાવવા માટેના વિવિધ રાજકર્તા દેશોનાં તંત્રોની હરીફાઇના પરિણામે તેઓ રાજકર્તા દેશ સાથેનો સંબંધ તોડી નાખે; એટલું જ નહિ પણ રાજકર્તા દેશોના હરીફો સાથે જોડાઈ પણ જાય. આ કારણોને લીધે તથા આ વસાહતો તેમના પોતાના શાહીવાદની સરખામણીમાં, પોતાની સંયુકત અને દેશીઓની તાકાતના પાયા ઉપર ખડી થાય છે ત્યારે, શાહીવાદને આવી વસાહતો (સંસ્થાનો)માંના તેના દલાલોની કેટલીક રાજકીય અને આર્થિક સ્વતંત્રતા સ્વીકારી લેવાની વારંવાર ફરજ પડે છે.

## શાહીવાદનો હરામખાઉ સ્વભાવ

**૧૧.** શાહીવાદી વસાહતી રાજતંત્ર તત્વતઃ માત્ર આર્થિક દબાણ ઉપર રચાયેલું નથી; પરંતુ પોતપોતાના તાબેદાર દેશોમાં શાહીવાદી દેશોના મૂડીવાદી વર્ગની ઇજારાદારીના બિન—આર્થિક દબાણ ઉપર પણ એનો આધાર છે. આ ઇજારાદારીનું સ્વરૂપ બે મૂળગત કાર્યોમાં જોવા મળે છે; એક તરફ, તે વસાહતના નિષ્ઠુર શોષણનું કામ કરે છે; (ખંડણી ભરવાનાં સીધાં અને આડકતરાં વિવિધ સ્વરૂપો; પોતાના ઔદ્યોગિક માલના વેચાણમાં તથા પોતાના ઉદ્યોગો માટે સસ્તો કાચો માલ મેળવવામાં તથા ઘણી સસ્તી મજૂર—શક્તિનો ઉપયોગ કરવામાં રાક્ષસી નફેબાજી વગેરે); બીજી તરફ શાહીવાદી ઇજારાદારી પોતાના અસ્તિત્વ માટેની જરૂરી પરિસ્થિતિને સાચવવા તથા વિકસાવવાનું, અને વસાહતી જનતાને ગુલામ

બનાવવાનું કાર્ય કરે છે.

**વસાહતી શોષણખોર તરીકે સત્તાધારી શાહીવાદ તેના વસાહતી દેશના** આર્થિક કલેવરમાંથી હરામખાઉ જળોની જેમ લોહી ચૂસે છે. આ શિકાર બનેલા વસાહતી દેશની સરખામણીમાં, હરામખાઉ દેશના સમાજનો સંસ્કાર વધુ ઉચ્ચ વિકસિત હોય છે. પરિણામે તે ઘણો બધો શકિતશાળી અને ભયજનક શોષક બને છે; પરંતુ આ ઉચ્ચ સંસ્કારિતાને કારણે, વસાહતી દેશની દૃષ્ટિએ તેના હરામખાઉ લક્ષણમાં કોઈ રીતે ફેર પડતો નથી. દરેક શાહીવાદી દેશમાં, જેમ જેમ ઉત્પાદક બળોનો વિકાસ થતો ગયો છે, તેમ તેમ મૂડીવાદી શોષણ આગળ વધ્યું છે. પરંતુ એ જ બ્રિટિશ, ફ્રેંચ અથવા બીજા મૂડીવાદીઓ પોતાની વસાહતોમાં જે વિશેષ પ્રકારનું મૂડીવાદી શોષણ કરે છે, તેથી, આખરે તો તે વસાહતોનાં જ ઉત્પાદક બળોનો વિકાસ રૂંધાય છે. આ શાહીવાદીઓ જે કાંઈ ઓછામાં ઓછી રચનાત્મક પ્રવૃતિઓ (રેલવે, બંદરો વગેરે) વસાહતોમાં કરે છે, તે એ દેશ પરનો પોતાનો લશ્કરી કાબૂ ટકાવી રાખવા માટે તથા કરવેરાનું તંત્ર અણથંભ ચાલુ રહે તેની બાંહેધરી માટે, પોતાની વેપારી જરૂરિયાત માટે અનિવાર્ય હોય છે. વસાહતી દેશની ખેતીને ઘણે બધે અંશે નિકાસ માટેનો માલ પેદા કરવાની ફરજ પાડવામાં આવે છે; પરંતુ એથી કરીને ખેત–અર્થતંત્ર કોઈ કશી રીતે મૂડીવાદ પહેલાંના સમયનાં ચાલતા દમનમાંથી મુકત થતું નથી. મૂડીવાદી યુગ પૂર્વેનાં શોષણનાં સ્વરૂપોને શરાફી મૂડીની જરૂરિયાતોને આધીન બનાવવામાં આવે છે. અને ઝડપથી વિકસતા વ્યાપાર તથા વ્યાજખાઉ મૂડી, કરવેરાનો વધતો જતો બોજો વગેરેની ધુંસરી નીચે તાબેદાર બનેલા ખેત–અર્થ-તંત્ર દ્વારા શોષણની મૂડીવાદી યુગ પૂર્વેની પધ્ધતિ વધુ ગહેરી બને છે. આ રીતે સામાન્યતઃ ખેત–અર્થતંત્રને "મુકત" વેપારી અર્થતંત્રનું સ્વરૂપ આપવામાં આવે છે. ખેડૂતોનું શોષણ વધે છે, પરંતુ તેમની ઉત્પાદન પદ્ધતિઓ સુધારવામાં આવતી નથી. સામાન્યતઃ, વસાહતી દેશોના કાચા માલને ઉદ્યોગોના ઉપયોગમાં લેવાનું કાર્ય કાંઈ વસાહતોમાં થતું નથી, પણ મૂડીવાદી દેશોમાં થાય છે; ને પ્રથમ તો રાજકર્તા દેશોમાં. વસાહતોમાંથી મેળવેલા નફાનો મોટો ભાગ એવી રીતે વપરાતો નથી કે જેથી ઉત્પાદન વધે; પણ તે તો એ દેશમાંથી ચૂસાઈ બહાર જાય છે; અને કાં તો તેમનું રોકાણ રાજકર્તા દેશોમાં થાય છે; અથવા તો તે જ શાહીવાદના વિસ્તરણના નવા ક્ષેત્રમાં થાય છે.

આમ, વસાહતી શોષણની મૂળભૂત વલણ વસાહતનાં ઉત્પાદક બળોના

વિકાસને અવરોધે છે; તથા તે વલણ વસાહતોની કુદરતી સમૃદ્ધિને રંક બનાવે છે, અને આ બધા ઉપરાંત તે, વસાહતી દેશોમાંની ઉત્પાદક માનવ શકિતના બાકી રહેલા પૂરવઠાને ખતમ કરે છે.

## શાહીવાદના હાથે વિકાસની રૂકાવટ

૧૨. વસાહતી શોષણ કરવા માટે વસાહતના ઉત્પાદનના વિકાસને કેટલેક અંશે ઉત્તેજન આપવું જરૂરી હોય છે; પરંતુ આ વિકાસને, શાહીવાદી ઇજારાદારીને કારણે, એવે રસ્તે ચઢાવી દેવામાં આવે છે, તથા તેની ગતિ એટલી જ હદે ઝડપી બનાવવામાં આવે છે કે તે શાહીવાદી દેશનાં હિતોને અનુકૂળ રહે—એમાં ય ખાસ કરીને તો, તેની વસાહતી ઇજારાદારીના સંરક્ષણનું હિત સચવાય, એ રીતે જ. આ વસાહતી શોષણને પરિણામે એમ બને કે, ખેડૂતોનો અમુક વિભાગ અનાજની ખેતી છોડીને કપાસ, ખાંડ યા રબરનું (સુદાન, કયુબા, જાવા, ઇજીપ્ત) ઉત્પાદન કરવા માંડે; પરંતુ આ ય એવી રીતે બને છે અને એવાં સાધનો દ્વારા બને છે કે, એથી વસાહતી દેશના સ્વતંત્ર આર્થિક વિકાસનું કશું જ હિત સધાતું નથી; એટલું જ નહિ પણ, એથી ઉલટું જ બને છે: વસાહતી દેશની શાહીવાદી દેશ ઉપરની પરવશતા વધુ મજબૂત બને છે. વિશ્વ શાહીવાદ માટે કાચા માલનો પાયો (ભંડાર) વિશાળ બનાવવાના હેતુથી, વસાહતી નીતિને કારણે જે પાક નાબુદ થયા હોય છે તેમની જગાએ ખેતીના નવા પાક પેદા કરવામાં આવે છે. જે જૂની નહેરોનો નાશ કરવામાં આવ્યો હોય છે, તેની જગાએ નવી નહેરો રચવામાં આવે છે, તે પણ એ જ હેતુથી. અને આ નવી નહેરો શાહીવાદીઓના હાથમાં કિસાનોના વધતા જતા શોષણ માટે હથિયાર બની રહે છે. એવા પ્રયાસો પણ કરવામાં આવે છે કે, અંશત: વસાહતી નીતિને કારણે જ પેદા થયેલ ખેત–સંબંધોને ઉત્પાદનની મૂડીવાદી પદ્ધતિ સાથે અનુકૂળ બનાવી દેવા. આ પ્રયત્નો પાછળની દૃષ્ટિ આંતરિક બજારો વધારવાની હોય છે. વિવિધ પ્રકારનાં જંગી ખેતરો રાજકર્તા દેશોના શરાફી મૂડીદારોનાં હિતોને પોષે છે. વસાહતોની ખનીજ સંપત્તિનું શોષણ રાજકર્તા દેશના ઉદ્યોગોની જરૂરિયાતોને અનુરૂપ રહીને કરવામાં આવે છે; ખાસ કરીને તો, આ શાહીવાદોના ઇજારા જે દેશમાં હજી પહોંચ્યા નથી તેવા દેશોના કાચા માલ ઉપરનો આધાર દૂર કરી શકાય એ રીતે આ શોષણ ચલાવવામાં આવે છે.

વસાહતી ઉત્પાદનનાં આ મુખ્ય ક્ષેત્રો છે. જ્યાં ઉદ્યોગ–ઉત્પાદન બહુ જ સાદી પદ્ધતિનું હોય છે (તમાકુ ઉદ્યોગ, ખાંડ ઉદ્યોગ વગેરે), અથવા જ્યાં

કાચો માલ પેદા થયો હોય તે જ સ્થળે તેની ઉદ્યોગ–ઉત્પાદનની પ્રથમ કક્ષા પૂરી કરવાથી કાચા માલની રવાનગીનું ખર્ચ સારા પ્રમાણમાં ઓછું કરી શકાય એમ હોય છે, ત્યાં વસાહતોના ઉત્પાદનનો વિકાસ પ્રમાણમાં વધુ વિસ્તારપૂર્વક થાય છે. ગમે તેમ તો ય, વસાહતોમાં શાહીવાદીઓએ ઉભા કરેલા મૂડીવાદી ઉદ્યોગોનું સ્વરૂપ (લશ્કરી જરૂરિયાતને ખાતર સ્થાપવામાં આવેલા કેટલાક ઉદ્યોગો બાદ કરતાં) મુખ્યત: અથવા તો સંપૂર્ણતઃ ખેત–મૂડીવાદી હોય છે; અને તેઓ બીજા કરતાં એ બાબતમાં જુદા પડે છે કે તેમની મૂડીની આંતરિક રચના નીચી કક્ષાની હોય છે. વસાહતી દેશના સાચા ઉદ્યોગીકરણમાં, ખાસ કરીને એંજીનિયરીંગના ઉદ્યોગને આબાદ બનાવવામાં રાજકર્તા દેશ મદદ કરવાને બદલે ઉલટો ડખલ ઉભી કરે છે; કેમકે આવી આબાદી તે દેશની ઉત્પાદન શકિતના સ્વતંત્ર વિકાસની શકયતા ઉભી કરે છે.

**વસાહતોની ગુલામીનું આ તત્વ છે**: વસાહતી દેશને પોતાના સ્વતંત્ર વિકાસનાં હિતોનો ભોગ આપવો પડે છે; અને તેને પરદેશી મૂડીવાદના (ખેતી વિષયક કાચા માલ અંગે) લટકણિયા તરીકે જીવવાની ફરજ પડે છે; આને કારણે વસાહતી દેશના મહેનતકશ વર્ગોને ભોગે શાહીવાદી–મૂડીવાદી વર્ગની આર્થિક અને રાજકીય તાકાત મજબૂત બને છે; આની પાછળનો હેતુ શાહીવાદી વર્ગની વસાહતોમાંની ઇજારાદારી કાયમી બનાવવાનો અને બાકીની દુનિયાની સરખામણીમાં તેનો વધુ વિસ્તાર કરવાનો હોય છે. શાહીવાદી યુગ પૂર્વેનો મૂડીવાદ વસાહતોમાં લૂંટની નીતિ દરમ્યાન કશું જ નવું સર્જ્યા વિના જૂનાનો નાશ કરે છે; અને આ રીતે તેનું નકારાત્મક સ્વરૂપ બતાવે છે.

એ જ રીતે, શાહીવાદના સડાની અત્યંત લાક્ષણિક બાજુ વસાહતી અર્થતંત્રમાં સ્પષ્ટપણે દેખા દે છે. એનાં મહત્વનાં પાસાં વ્યાજખોરી તથા બેઠાખાઉપણું છે. જંગી શાહીવાદી સત્તાઓ તેમની ઇજારાદારી નીચેના સંસ્થાનોને રાજકર્તા દેશોના મૂડીવાદી અર્થતંત્રની જરૂરિયાત સાથે વધતા, જતા પ્રમાણમાં, અનુકૂળ બનાવવા પ્રયાસો કરે છે. આ પ્રયાસો વસાહતોની આદિ વસ્તીની પ્રણાલિકાગત આર્થિક બાંધણીનો નાશ આમંત્રે છે; એટલું જ નહિ પણ, એની સાથોસાથ, ઉત્પાદનની અલગ અલગ શાખાઓ વચ્ચેની સમતુલાનો નાશ પણ કરે છે; અને પરિણામે, આખરી પૃથક્કરણ અનુસાર તો, તે વસાહતોનાં ઉત્પાદક બળોના વિકાસ સામે કૃત્રિમ રુકાવટો સતત ઉભી કરે છે.

તમામ રાજકર્તા કેન્દ્રોની સાધારણત: વૃત્તિ એવી હોય છે કે તેઓ

પોતાના શાહીવાદી તંત્રમાં વસાહતને ખેંચવા અને તેને શાહીવાદી તંત્રનો તાબેદાર આનુષંગિક ભાગ બનાવવા પ્રયાસ કરે છે. તે એટલા માટે કે એથી શાહીવાદી તંત્રના તેના ઉપરના આર્થિક વર્ચસ્વને બાંહેધરી મળે; અને એ રીતે, એક બાજુ બીજા શાહીવાદી તંત્રોની સામે તે પોતાની જાતને ટકાવવા સમર્થ બને; તથા બીજી બાજુ, દુનિયાના સમગ્ર અર્થતંત્ર સામેના સીધા સંબંધથી વસાહતને કાપી નાખી શકાય; અને બહારની દુનિયા સાથેના વસાહતના આર્થિક સંબંધોમાં તેઓ પોતે સર્વોચ્ચ નિયામક બની વચ્ચેના પટેલિયા તરીકેનું કામ પોતાને હસ્તક રાખી શકે. આ રીતે, વસાહતો માટે કેવળ શાહીવાદી દેશ ઉપરની એક તરફી પરવશતાને મજબૂત બનાવવાની શાહીવાદીઓની વલણનું પરિણામ એ આવે છે કે જુદી જુદી શાહીવાદી સત્તાઓ અને આંતર રાષ્ટ્રીય ઇજારાદારીઓ વગેરે વચ્ચેની હરીફાઇ વધે છે.

આવી પરિસ્થિતિઓ વચ્ચે મૂડીવાદી સંબંધોનો વિકાસ તથા વસાહતી દેશોમાંની આમ પ્રજાનું શોષણ—એ બંને અનેક વિવિધ સ્વરૂપો ધારણ કરે છે.

## કિસાનોનું દરિદ્રીકરણ

**૧૩.** વસાહતી દેશોની વસ્તીનો અતિ વિશાળ સમૂહ જમીન સાથે સંકળાયેલો છે અને ગામડાંમાં રહે છે. એને લીધે શાહીવાદ અને તેના સાથીદારો (જમીનદારોનો વર્ગ તથા વ્યપારી–વ્યાજખાઉ મૂડીવાદ)ને કિસાનોના શોષણનાં સ્વરૂપોની લૂંટણિયા લાક્ષણિકતા વિશેષ મહત્વની બને છે. શાહીવાદની ડખલને કારણે (કરવેરા લાદવા, શાહીવાદી દેશમાંથી ઔદ્યોગિક કાટમાળ આયાત કરવો વગેરે) ગામડું જેમ જેમ નાણાંકીય અને વ્યાપારી અર્થતંત્રના ક્ષેત્રમાં ખેંચાય છે, તેમ તેમ તેની સાથે ખેડૂતોની કંગાલિયત આવે છે, ગામડાંના હાથ ઉદ્યોગોનો નાશ થાય છે; અને અગ્રણી મૂડીવાદી દેશમાં જે ઝડપે આ પ્રક્રિયા થઇ હતી તેનાથી ઘણી વધુ ઝડપે વસાહતોમાં આ દરિદ્રીકરણ થાય છે. બીજી તરફ, આ રીતે, વસાહતોમાં જે વિલંબભર્યો ઔદ્યોગિક વિકાસ થાય છે તેનાથી તે દેશોમાંની શ્રમજીવીકરણની પ્રક્રિયા અત્યંત મર્યાદિત બને છે. આ રીતે, એક હાથે જેટલી ઝડપે અર્થતંત્રનાં જૂનાં સ્વરૂપો તૂટે છે, અને બીજે હાથે નવાં અર્થતંત્રો જે ધીમી ગતિએ વિકાસ પામે છે તે—એની વચ્ચેના પ્રમાણમાં મોટું અંતર પડે છે; આથી ચીન, હિંદ, ઇન્ડોનેશિયા, ઇજીપ્ત વગેરે દેશોમાં "ખેતી ઉપર અસામાન્ય દબાણ" વધ્યું છે, અને ખેડૂતોનું સ્થળાંતર થાય છે, જમીન ઉપરનાં ભાડાં બેશુમાર વધે છે, તથા ખેડૂતો દ્વારા ખેડાતી જમીનના બેહદ નાના ટુકડા પડે છે. સાથો સાથ, ગુલામી અને

શોષણના અગાઉના સામંતી દશાના સમસ્ત બોજા, થોડેક અંશે "આધુનિક" સ્વરૂપે પણ જરાય હળવા બન્યા વિના, કિસાનોના ખભા પર પહેલાંની જેમ ચાલુ રહે છે. મૂડીવાદે તેના કરવેરાના અને વેપારના તંત્રમાં વસાહતી ગામડાંને ઉમેરી લીધું છે, અને એણે મૂડીવાદ પૂર્વેના સંબંધોને ઉંધાચત્તા કરી નાખ્યા છે (દા. ત. ગ્રામ પંચાયતનો નાશ); પરંતુ આથી કાંઇ મૂડીવાદ ખેડૂતોને મૂડીવાદ પૂર્વેનાં બંધનો અને શોષણનાં સ્વરૂપોની ધૂંસરીમાંથી મુકત કરતો નથી; પરંતુ એ શોષણને માત્ર નાણાંકીય સ્વરૂપ આપે છે ( પહેલાં ગામડાંમાં ચીજવસ્તુ દ્વારા ભાડું વગેરેમાં ગ્રામજીવનનો વ્યવહાર ચાલતો હતો, તેને સ્થાને હવે અંશતઃ નાણું વપરાય છે; અને કરવેરા ચીજવસ્તુ રૂપે અપાતા હતા તે ય હવે નાણાંમાં અપાય છે......વગેરે વગેરે ); આથી ખેડૂતોની જ યાતના વધે છે. વ્યાજખાઉ શાહુકાર ખેડૂતની દુર્દશાની "વ્હારે" ધાય છે, ને તેમને લૂંટે છે, અને કેટલાંક સંજોગોમાં તો ખેડૂતોનાં દેવાંના આધાર પર તે વારસાગત ગુલામી* પણ પેદા કરે છે. ( દા. ત. હિંદ અને ચીનના કેટલા પ્રદેશોમાં. )

જુદા જુદા વસાહતી દેશોમાં તથા એક જ દેશના જુદા જુદા ભાગોમાં અનેક વિવિધતા હોવા છતાં, કિસાન ગ્રામજનતાની દરિદ્ર દશા લગભગ દરેક સ્થળે એક સરખી છે. આ દેશોમાંના કિસાનો, કેટલેક અંશે અસમાન વિનિમયને કારણે, અને કેટલેક અંશે સીધા શોષણને કારણે, ઓજારો યા સંગઠનની નજરે પોતાના અર્થતંત્રનું ધોરણ ઉચું લાવી શકે એવી સ્થિતિમાં જ નથી. તેમની મજૂરીની ઉત્પાદક શકિત તથા તેની માંગ ઘટતી જાય છે. આ દેશોમાં કિસાનોની વધતી જતી કંગાલિયત એક સર્વસાધારણ ઘટના છે. હિંદ, ચીન અને ઇન્ડોનેશિયામાં કિસાનોની કંગાલિયત એટલી હદે પહોંચી છે કે હાલમાં ત્યાંનાં ગામડાંમાં સૌથી વધુ નજરે પડતી વ્યકિત ગરીબ ખેડૂતની છે. તેની પાસેથી મોટે ભાગે યા સંપૂર્ણપણે જમીન છીનવાઇ ગઈ છે, અને ઘણી બધી વાર તે ભૂખે મરતો હોય છે. જમીનદારો પાસે મોટા પ્રમાણમાં જમીન હોવા છતાં ત્યાં જમીનની મોટા પાયા પરની ખેતી જેવું કાંઇ હોતું નથી; એ તો, ખેડૂત પાસેથી વધુ ભાડું પડાવવાનું જ એક માત્ર સાધન છે. આ દેશોમાં ઘણા થરોનું શ્રેણીતંત્ર નજરે પડે છે; એમાં જમીનદારો અને નાના જમીનદારો હોય છે; તથા મજુરી કરી ખેતી કરનાર અને જમીનદાર તથા રાજ્ય વચ્ચે હરામખાઉ વચલા

* દા. ત. સુરત જીલ્લામાં હાળી પ્રથા

થરો પણ હોય છે. આ દેશોમાંની કૃત્રિમ નહેરોની પુરાણી પદ્ધતિ ત્યાંની ખેતી માટે અત્યંત મહત્વની હતી, તે શાહીવાદની દખલને કારણે સૌથી પ્રથમ કથળવા માંડી; અને પાછળથી જ્યારે મૂડીવાદી ધોરણે તેમની પુનર્રચના થઇ ત્યારે તેમનો ઉપયોગ કરવો ખેડૂત માટે અત્યંત મોંઘો પડી ગયો. આથી ત્યાં વધારે ને વધારે વારંવાર દુકાળો પડવા લાગ્યા છે. ખેડૂત રોગચાળાઓ અને વિવિધ પ્રકારના કુદરતી દુર્દૈવ આગળ નિઃસહાય બન્યો છે. ખેડૂતોનો વિશાળ સમૂહ ઉત્પાદનના તંત્રની બહાર ફેંકાઇ ગયો છે; ભાગ્યેજ તેમને નગરોમાં કાંઇ કામ મળે છે; અને ગામડાંમાં જ્યાં તેમને જવલ્લેજ કામ મળે છે ત્યાં તેઓ દુઃખી કૂલી બની જાય છે !

સાથોસાથ, કિસાનની આ દરિદ્રતાગ્રસ્ત દશા, ઉદ્યોગો માટેના આંતરિક બજારમાં કટોકટી પેદા કરે છે; પરિણામે એ જ દેશના મૂડીવાદી વિકાસ સામેય એક જબ્બર આડખીલી ઉભી થાય છે. હિંદ, ચીન અને ઇજિપ્ત વગેરેનો રાષ્ટ્રીય મૂડીવાદી વર્ગ જ નહિ, પણ શાહીવાદ સુદ્ધાં આ ખેડૂત દુર્દશાને પોતાનું શોષણ વધારવાના માર્ગમાંના આડપહાડ તરીકે સમજે છે; પરંતુ આ બંનેના આર્થિક અને રાજકીય સ્વાર્થો જમીનદારો, ગામડાંમાંના વ્યાપારી તથા વ્યાજખાઉ મૂડીવાદી હિતો સાથે એટલા બધા સંકળાયેલા છે કે તેઓ કોઇ મહત્વનો ખેતી અંગેનો સુધારો અમલમાં મૂકી શકે તેવી તેમની સ્થિતિ નથી.

ખેડૂતનું ઘરગથ્થુ ઉત્પાદન અને કારીગરનું ઉત્પાદન વધુ ને વધુ છિન્ન-ભિન્ન બને છે. વ્યાપારનો વિકાસ થતાં દેશી વેપારી મૂડીવાદી વર્ગનો એક મહત્વનો વિભાગ જન્મે છે; અને તે ખરીદી કરનાર દલાલ તરીકેનું તથા વ્યાજખોર ધીરધારિયા તરીકેનું કામ પણ કરે છે; વસાહતી અર્થતંત્રની વિશિષ્ટ પરિસ્થિતિમાં, આ વેપારી અને ધીરધારિયા મૂડીવાદનું મહત્વ અને તેની આગેવાની ઔદ્યોગિક મૂડીવાદના વિકાસને વિલંબમાં નાખે છે. આંતરિક બજાર માટેની લડતમાં રાષ્ટ્રીય મૂડીવાદની સામે ખુદ વસાહતી દેશમાં જ આયાત કરેલી પરદેશી મૂડીની હરીફાઇ આવી ઉભી રહે છે; વળી તેને ગામડાંમાં મૂડીવાદી યુગ પૂર્વેના સંબંધોની અવરોધક અસરોનો ય સામનો કરવો પડે છે. આ અડચણો છતાં, ઉત્પાદનની કેટલીક શાખાઓમાં વિશાળ ધોરણના દેશી ઉદ્યોગો જન્મે પણ છે (મુખ્યત્વે હળવા ઉદ્યોગો). રાષ્ટ્રીય મૂડી તથા રાષ્ટ્રીય બેન્ક અસ્તિત્વમાં આવે છે; અને તેમના વિકાસની શરૂઆત પણ થાય છે.

વસાહતી રાજ્યતંત્રને નુકસાન પહોંચાડયા વિના ખેત–સુધારાઓ કરવાના દયાજનક પ્રયાસોનો હેતુ એ છે કે, અર્ધ સામંતી જમીનદારીને ધીમે ધીમે મૂડીવાદી જમીનદારીમાં પલટી નાખવાનો માર્ગ સરળ બનાવી આપવો; કેટલીક વાર એ પણ હેતુ હોય છે કે ઉપલા વર્ગના ખેડૂતો (કુલકો)નો નાનકડો વિભાગ ઉભો કરવો. વ્યવહારમાં, આનું પરિણામ એ આવે છે કે, ખેડૂતોના અતિ વિશાળ સમૂહની દરિદ્રતા સતત વધતી જાય છે. અને આ દરિદ્રતા વળી આંતરિક બજારોના વિકાસને થંભાવી દે છે. આ બધી વિસંવાદી આર્થિક પ્રક્રિયાઓના આધાર પરજ વસાહતી આંદોલનના અતિ મહત્વનાં સામાજિક બળોનો વિકાસ થાય છે.

## શરાફી મૂડીનો ફાળો

૧૪. શરાફી મૂડી વસાહતોની આર્થિક અને રાજકીય ઇજારાદારી ઉપર પોતાનો કબજો જમાવે છે; તેનો આ ફાળો શાહીવાદના જમાનામાં ખાસ મહત્વની રીતે બહાર આવે છે. વસાહતોમાં મૂડીની જે નિકાસ કરવામાં આવે છે, તેનાં ચોક્કસ પરિણામોમાં આપણને આ ફાળો જોવા મળે છે. નિકાસ કરેલી આ મૂડી અહીં મુખ્યત્વે વેપારના ક્ષેત્રમાં રોકવામાં આવે છે; અને તે મુખ્યત્વે વ્યાજખોર લોન–મૂડી તરીકે કામ આવે છે; તથા વસાહતી દેશમાંના શાહીવાદી દમનખોર રાજ્યતંત્રને ટકાવી રાખવા અને મજબૂત બનાવવા માટે (રાજ્યની લોનની મદદ દ્વારા) અથવા તો વસાહતી દેશોના દેશી મૂડીવાદના કહેવાતા સ્વતંત્ર રાજ્યતંત્ર ઉપર સંપૂર્ણ પકડ જમાવવા માટે તેનો ઉપયોગ થાય છે.

મૂડીની જે નિકાસ વસાહતોમાં થાય છે તેથી તે દેશોમાં મૂડીવાદી સંબંધોનો વિકાસ ઝડપી બને છે. નિકાસ કરેલી મૂડીનો એક હિસ્સો, ઉત્પાદનના હેતુ ખાતર વસાહતોમાં મોકલવામાં આવ્યો હોય છે; તે હિસ્સો કેટલેક અંશે ઔદ્યોગિક વિકાસની ગતિને ઉત્તેજન આપે છે; અલબત્ત, આ વિકાસ કોઇ પણ પ્રકારે (આર્થિક) સ્વતંત્રતાની દિશામાં થતો નથી; બલ્કે એવી દિશામાં થાય છે કે જેથી શાહીવાદી દેશની શરાફી મૂડી પર વસાહતી દેશના આર્થિકતંત્રની પરવશતા ઉલટી મજબૂત બને. વસાહતોમાં કાચો માલ પેદા કરવો, પૂરો પાડવો, અથવા તો તેના ઔદ્યોગિક ઉપયોગના પહેલા તબક્કામાંથી તેને પાર ઉતારવો—સામાન્યત: આ બધા માટે જ આયાત થયેલી મૂડી એકત્રિત કરવામાં આવે છે. આ આયાત મૂડીનો ઉપયોગ વાહનવ્યવહાર (રેલ્વે, વહાણ બાંધણી, બંદરોનાં કામો વગેરે)ના વિસ્તાર માટે પણ થાય છે. આમ કાચા માલની લાવલઇજા સરળ બને છે; અને રાજકર્તા દેશ સાથે વસાહતોને વધુ ગાઢ રીતે બાંધી શકાય છે.

ખેતીમાં મૂડીનું રોકાણ કરવાની જે પસંદગી પામેલી રીત મોટા જંગી ખેતરોમાં જોવા મળે છે, તેનો હેતુ એ હોય છે કે, ખોરાક–ઉત્પાદન સસ્તું કરવું, તથા કાચા માલના વિશાળ ભંડારો ઉપર ઇજારા જમાવવા. વસાહતી ગુલામોની સસ્તી મજૂર–શક્તિમાંથી શોષિત કરેલા અતિરેક મૂલ્યનો મોટો હિસ્સો રાજકર્તા દેશમાં રવાના કરી દેવામાં આવે છે; તેથી વસાહતી દેશોના અર્થતંત્રના વિકાસની ઉર્ધ્વગતિ અને તેમનાં ઉત્પાદક બળોનો વિકાસ એટલા જ પ્રમાણમાં ઘણી હદે રૂંધાય છે; તથા વસાહતોની આર્થિક અને રાજકીય મુક્તિ સામે આડઅડચણ બને છે.

મૂડીવાદી રાજયો અને વસાહતી દેશો વચ્ચેના પરસ્પર સંબંધોનું બીજું મૂળગત લક્ષણ એ છે કે, શરાફી મૂડીનાં વિવિધ ઇજારાદારી જૂથો જુદા જુદા વસાહતી અને અર્ધવસાહતી દેશોના સમસ્ત બાહ્ય વેપાર ઉપર ઇજારો મેળવવા ધમપછાડા મારે છે; અને આ રીતે, વિશ્વ–બજાર સાથે વસાહતી અર્થતંત્રની તમામ સંબંધ–કડીઓ ઉપર કાબૂ જમાવે છે; અને તેમની ચાવી પોતાના હાથમાં રાખે છે; એટલે કે તેમને પોતાના તાબેદાર બનાવે છે. નિકાસ કરનારી મૂડીભર ઇજારાદાર પેઢીઓએ બાહ્ય વેપાર ઉપર જે ઇજારાદારી મેળવી હોય છે તેની સીધી અસર વસાહતોના મૂડીવાદી વિકાસક્રમ પર થાય છે; અને આ અસર દેશના આંતરિક બજારના વિકાસમાં આડે આવે છે ખરી; પણ એથી ય વધુ તો—વસાહતમાંના આંતરિક છુટા છવાયા વેપારે નિકાસની જરૂરિયાતને અનુકૂળ થવું પડે છે તેમાં, તથા શાહીવાદી હરામખાઉને હાથે વસાહતી દેશોની રાષ્ટ્રીય સંપત્તિનું જે ચૂસણ થાય છે તેમાં—આ અસર નજરે પડે છે. વસાહતોમાંની શાહીવાદી બેંકો મુખ્યત્વે વસાહતોના પરદેશી વેપારને નાણાં પૂરાં પાડવા માટે દેશી મૂડીવાદી વર્ગની થાપણ એકઠી કરે છે. બેંકોના આ સ્વરૂપ અને લક્ષણોમાં વસાહતી વેપારનો વિશિષ્ટ વિકાસ વ્યકત થાય છે.

## શાહીવાદી આર્થિક નીતિ

**૧૫.** વસાહતો પરત્વેની સમસ્ત શાહીવાદી આર્થિક નીતિ આ રીતે નક્કી થાય છે—વસાહતોની ગુલામી ચાલુ રાખવી અને વધારવી; તેમનું શોષણ વધુ ઘેરૂં બનાવવું, અને બને ત્યાં લગી તેમનો સ્વતંત્ર વિકાસ રોકવો. માત્ર ખાસ સંજોગોના દબાણ નીચે જ શાહીવાદી રાજયોના મૂડીવાદી વર્ગને માથે વસાહતોમાં મોટા ઉદ્યોગોના વિકાસમાં સહકાર કરવાની ફરજ પડે છે. દા. ત. યુદ્ધની તૈયારી માટે યા યુધ્ધ સંચાલનની જરૂરિયાત તરીકે મર્યાદિત વ્યૂહની દૃષ્ટિએ અત્યંત મહ-

ત્વના અમુક વસાહતો (દા. ત. હિંદ) માં એન્જીનીયરીંગ તથા કેમિકલ ઉદ્યોગો ઉભા કરવાનું જરૂરી બને. કોઇ વધુ શકિતશાળી હરીફની હરીફાઇને કારણે ય શાહીવાદી દેશને જકાત નીતિ જેવી બાબતોમાં ચોક્કસ છૂટછાટો મૂકવી પડે; આવી વખતે ય તે પક્ષપાતી જકાતો દ્વારા પોતાની સલામતી સાધે છે.

વસાહતી અને અર્ધવસાહતી દેશોના મૂડીવાદી વર્ગના અમુક ચોક્કસ થરોને ખરીદી લેવાના હેતુથી, ખાસ કરીને વધતા જતા ક્રાંતિકારી આંદોલનના સમયમાં, શાહીવાદી રાજકર્તા દેશ, કેટલેક અંશે, તેના આર્થિક દબાણને જરાક ઢીલું કરે પણ ખરો. પરંતુ, જેટલા પ્રમાણમાં આ અસાધારણ, અને મોટે અંશે બિન–આર્થિક સંજોગો બિનઅસરકારક બનતા જાય છે તેટલા પ્રમાણમાં શાહીવાદી સત્તાઓની આર્થિક નીતિ તાબડતોબ વસાહતોના આર્થિક વિકાસને દબાવવા અને રોકવા તરફ વળે છે. પરિણામે, વસાહતોના રાષ્ટ્રીય અર્થતંત્રનો વિકાસ અને વિશેષતઃ તેમનું ઔદ્યોગીકરણ, તથા તેમના ઉદ્યોગોનો ચોતરફી સ્વતંત્ર વિકાસ, શાહીવાદી નીતિનો સખ્તમાં સખ્ત વિરોધ કરીને જ સાધી શકાય છે. ઉત્પાદક બળોનો વિકાસ, અત્યંત મુશ્કેલીથી ત્રટક ત્રુટક કૃત્રિમ રીતે, અને ઉદ્યોગની અમુક વ્યકિતગત શાખાઓમાં મર્યાદિત રીતે જ, થાય છે. આમ, આ હકીકતોમાં વસાહતી દેશોના વિકાસનાં ચોક્કસ લક્ષણો ખાસ રીતે વ્યકત થાય છે.

આનું અનિવાર્ય પરિણામ એ છે કે, વસાહતી અને અર્ધ વસાહતી દેશો ઉપરનું શાહીવાદી દબાણ દરેક વખતે વધુ ઉગ્ર રીતે આવે છે; અને આ દબાણને કારણે, ખુદ શાહીવાદમાંથી જ જન્મતાં સામાજિક–આર્થિક બળોનો વધુ જુસ્સાદાર સામનો થાય છે. આ સ્વતંત્ર વિકાસની વધતી જતી સતત રૂંધામણને કારણે શાહીવાદ અને વસાહતી પ્રજા વચ્ચેની દુશ્મનાવટ વધુ ને વધુ ગહેરી બને છે; અને તેમાંથી ક્રાંતિકારી કટોકટી, બહિષ્કાર આંદોલન, રાષ્ટ્રીય ક્રાંતિકારી વિપ્લવો વગેરે જાગે છે.

એક હાથે, વસાહતોના મૂડીવાદને માથે ઝઝૂમતા વસ્તુગત વિસંવાદો વધુ પાકા બને છે; અને એને લીધે વસાહતોનો સ્વતંત્ર વિકાસ અને શાહીવાદી રાજ્યોના મૂડીવાદી વર્ગનાં હિતો—એ બે વચ્ચે વળી વધુ ઉંડા વિસંવાદો જાગે છે; તો બીજે હાથે, શોષણનાં નવાં મૂડીવાદી સ્વરૂપો સાચા ક્રાંતિકારી બળને મયદાનમાં આણે છે. આ બળ તે શ્રમજીવી વર્ગ. એની આજુ બાજુ લાખો કિસાનો શરાફી મૂડીની ધૂંસરી સામે સંગઠિત સામનો ઝીંકવા માટે વધુ ને વધુ મક્કમ રીતે જમા થાય છે.

શાહીવાદીઓ અને તેમના ખાંધિયાઓ એવો બકવાદ કરે છે કે શાહીવાદી સત્તાઓ વસાહતોનું અ-વસાહતીકરણ કરી રહી છે; અથવા તો "વસાહતોના સ્વતંત્ર વિકાસ" માં પોતાના સહકારની તેઓ મિથ્યા વાતો કરે છે. આ બકવાદ બીજું કાંઈજ નહિ, પણ કેવળ શાહીવાદી જુઠ્ઠાણું છે. એ વાત અતિશય મહત્વની છે કે શાહીવાદી તથા વસાહતી દેશોના કમ્યુનિસ્ટોએ આ જુઠ્ઠાણાને સંપૂર્ણપણે ખુલ્લું પાડી દેવું જોઈએ.



# ૩ : ચીન અને અન્ય વસાહતી દેશોમાં કમ્યુનિસ્ટ વ્યૂહ અને રીતિનીતિ

## લોકશાહી ક્રાંતિના કર્તવ્યો

૧૬. બીજા તમામ વસાહતી અને અર્ધ વસાહતી દેશોની જેમ, ચીન અને હિંદમાં પણ ઉત્પાદનનાં બળોના વિકાસનું તથા મજૂરીનું સામાજિક-સ્વરૂપ[૭] બીજા મૂડીવાદી દેશોની સરખામણીમાં, નીચું છે. આ એક કારણ, તથા આ દેશો ઉપર પરદેશી વર્ચસ્વ છે, ત્યાં સામંતશાહી સમાજ વ્યવસ્થાનાં શક્તિશાળી અવશેષો હયાત છે, તથા હજી આ દેશોમાં મૂડીવાદી યુગ પૂર્વેના આર્થિક સંબંધો કાયમ છે—આ બધાં કારણો આ દેશોમાંની ક્રાંતિનો તત્કાલીન તબક્કો નક્કી કરી દે છે. આ દેશોમાંના ક્રાંતિકારી આંદોલનમાં આપણે **મૂડીવાદી લોકશાહી ક્રાંતિ**[૮] એટલે કે, શ્રમજીવી સરમુખત્યારી તથા સમાજવાદી ક્રાંતિની[૯] પૂર્વ-જરૂરિયાતોની તૈયારીઓના તબક્કાનો ખ્યાલ કરવો જરૂરી છે. આ દૃષ્ટિએ નીચેનાં કર્તવ્યો લક્ષમાં લેવાં જરૂરી છે. આ કર્તવ્યોને આપણે વસાહતો અને અર્ધવસાહતોની મૂડીવાદી લોકશાહી ક્રાંતિનાં સર્વ સાધારણ મૂળગત કર્તવ્યો લેખી શકીએ—

(ક) વર્ગીય સંબંધોને એવી રીતે પલટવા કે જેથી પલ્લું શ્રમજીવી વર્ગની તરફેણમાં આવે; એટલે કે, શાહીવાદની ધુંસરીમાંથી દેશને મુકત કરવો (પરદેશી પેઢીઓ, રેલ્વે, બેંકો વગેરેનું રાષ્ટ્રીયકરણ કરવું), અને હજી જ્યાં દેશની રાષ્ટ્રીય એકતા ન સ્થપાઈ હોય ત્યાં તે સ્થાપવી : જેમની પીઠ પાછળ શાહીવાદ ઉભો હોય

છે તે શોષક વર્ગોની તાકાતને ફગાવી દેવી: કામદારો અને કિસાનોની સોવિયેતોની[૧૦] સંગઠના કરવી: કામદાર અને કિસાન વર્ગની સરમુખત્યારી[૧૧] સ્થાપવી: કામદાર વર્ગની આગેવાની સધ્ધર બનાવવી.

(ખ) ખેત-ક્રાંતિ પાર પાડવી: મૂડીવાદી યુગ પૂર્વેના અને શોષણ તથા ગુલામીના વસાહતી સંજોગોમાંથી ખેડૂતોને મુકત કરવા: જમીનની માલિકી રાષ્ટ્રની બનાવવી: નગર અને ગામડાં વચ્ચે શકય તેટલી ગાઢ આર્થિક અને રાજકીય એકતા સ્થાપી શકાય તે હેતુથી ખેડૂતોની સ્થિતિમાં સુધારો કરવા ઉદ્દામ પગલાં ભરવાં.

(ગ) જેમ જેમ ઉદ્યોગો અને વાહનવ્યવહારનો વધુ વિકાસ થતો જાય, તથા તેની સાથો સાથ જેમ જેમ શ્રમજીવી વર્ગનો વિકાસ થાય તેમ તેમ કામદાર વર્ગના ટ્રેડ યુનિયનોનો બહોળો વિકાસ કરવો, કમ્યુનિસ્ટ પાર્ટીને મજબૂત બનાવવી અને મહેનતકશ જનતામાં તેનું દૃઢ અગ્રણી સ્થાન પ્રાપ્ત કરાવવું: આઠ કલાકનો દિવસ હાંસલ કરવો.

(ઘ) જુદી જુદી રાષ્ટ્રીયતાઓના તથા સ્ત્રી પુરૂષના સમાન હકકોની સ્થાપના કરવી: ધર્મ સંસ્થાને રાજ્યથી અલગ કરવી: અને જ્ઞાતિ-જાતિના ભેદોનું નિકંદન કાઢવું: રાજકીય શિક્ષણ આપવું અને નગરો તથા ગ્રામપ્રદેશોમાં જનતાના સર્વ સાધારણ સંસ્કાર ધોરણને ઉંચે આણવું, વગેરે.

મૂડીવાદી-લોકશાહી ક્રાંતિ આ **બધાં** મૂળગત કર્તવ્યો કેટલી હદે વ્યવહારમાં પાર પાડવા સમર્થ બનશે, અને કેટલે અંશે એમાંનાં કેટલાંક કર્તવ્યો માત્ર સમાજવાદી ક્રાંતિ જ અમલી રીતે પાર પાડી શકશે, તેનો આધાર કામદારો અને કિસાનોનું ક્રાંતિકારી આંદોલન કેવી રીતે આગે ધપે છે, તથા શાહીવાદીઓ, બાપુશાહી સામંતો અને મૂડીવાદીઓ સામેની લડતમાં તેઓ કેટલે અંશે સફળ-નિષ્ફળ જાય છે તેના પર રહેલો છે. વિશેષતઃ મૂડીવાદી દુનિયામાં સમાજવાદી ક્રાંતિ જેટલી હદે વિકાસ પામે, તેટલા પ્રમાણમાં શાહીવાદી ધુંસરીમાંથી વસાહતની મુકિતનો માર્ગ સરળ બને છે; અને તેની સંપૂર્ણ બાંહેધરી તો ત્યારે જ આપી શકાય કે જ્યારે અગ્રણી મૂડીવાદી દેશોમાં શ્રમજીવીઓનો જયજયકાર થાય.

મૂડીવાદી લોકશાહી ક્રાંતિમાંથી સમાજવાદી ક્રાંતિએ પહોંચવા માટે અમુક ઓછામાં ઓછી પૂર્વ જરૂરિયાતોની આવશ્યકતા છે—દા. ત. એ દેશમાં ઉદ્યોગો, શ્રમજીવીઓનાં ટ્રેડ યુનિયન સંગઠનો તથા કમ્યુનિસ્ટ પાર્ટી—આ બધાં અમુક ચોક્કસ કક્ષાએ તો વિકસેલાં હોવાં જોઇએ જ. એમાં ય સૌથી વધુ મહત્વ ધરાવે

છે—વિશાળ આમ જનતામાં અસર ધરાવતી શકિતશાળી કમ્યુનિસ્ટ પાર્ટીનો વિકાસ. આ દેશોમાંની વસ્તુગત પરિસ્થિતિને પરિણામે ક્યારની ય જન્મેલી અને વિકસી ચૂકેલી મૂડીવાદી–લોકશાહી ક્રાંતિ આવા વિકાસને ઝડપી બનાવતી ન હોત તો આવો વિકાસ ખૂબ જ ખૂબ ધીમો અને મુશ્કેલ બનત.

## વસાહતી લોકશાહી ક્રાંતિનું લક્ષણ

૧૭. વસાહતોમાંની મૂડીવાદી–લોકશાહી ક્રાંતિ અને સ્વતંત્ર (મૂડીવાદી) દેશમાંની મૂડીવાદી–લોકશાહી ક્રાંતિ વચ્ચે મુખ્ય ફેર એ છે કે વસાહતમાંની આ ક્રાંતિ શાહીવાદી હકુમત સામેની રાષ્ટ્રીય–મુકિતની લડત સાથે અતૂટ રીતે સંકળાયેલી હોય છે. આ રાષ્ટ્રીય તત્વ તમામ વસાહતોમાંની ક્રાંતિકારી પ્રક્રિયા ઉપર સારી એવી અસર પાડે છે; તથા જે અર્ધ વસાહતોમાં શાહીવાદી ગુલામી તેના નગ્ન સ્વરૂપમાં જાહેર થઇ ચૂકી હોય છે, ને તેને કારણે જ્યાં આમ જનતા બંડખોરીની હદે પહોંચી ગઇ હોય છે ત્યાં પણ તેની ક્રાંતિકારી પ્રક્રિયા ઉપર આ રાષ્ટ્રીય તત્વ સારી એવી અસર પાડે છે. એક બાજુ, રાષ્ટ્રીય દમનને કારણે ક્રાંતિકારી વર્ગ જલ્દી તૈયાર થાય છે, કામદારો અને કિસાન જનતાનો અસંતોષ મજબૂત બને છે, તેમનાં સંગઠને ક્રિયા વધુ સરળ બને છે, તથા એ ક્રાંતિકારી લોક બંડોમાં સાચી લોકપ્રિય ક્રાંતિનું આદિ બળ તથા લક્ષણ ઉમેરાય છે. બીજી બાજુ, આ રાષ્ટ્રીય તત્વ માત્ર કામદાર વર્ગ અને કિસાનોનાં આંદોલનો ઉપર જ અસર પાડે છે એમ નથી, પણ બાકીના તમામ વર્ગોના વલણ ઉપર યે તે અસર પાડે છે; અને ક્રાંતિ દરમિયાન એ વલણને ફેરવે પણ છે.

આ બધા ઉપરાંત, શહેરી મધ્યમ વર્ગનો ગરીબ સમૂહ તથા મધ્યમ વર્ગી બુદ્ધિજીવીનો સમૂહ, શરૂઆતના સમય દરમિયાન, ઘણી બધી હદે, સક્રિય ક્રાંતિકારી બળોની અસર નીચે આવે છે; બીજું એ કે, મૂડીવાદી–લોકશાહી ક્રાંતિમાં વસાહતી મૂડીવાદી વર્ગ, હજી ઘણે બધે અંશે, દ્વિધામાં છે; અને ક્રાંતિના પ્રવાહની સાથો સાથ વ્યક્ત થતું તેનું ઢચુપચુપણું, બીજા સ્વતંત્ર દેશના મૂડીવાદી વર્ગ (દા. ત. રશિયન મૂડીવાદી વર્ગ : ૧૯૦૫થી ૧૯૧૭) કરતાં, વધુ લક્ષમાં લેવા યોગ્ય છે. નક્કર સંજોગોને ધ્યાનમાં રાખીને રાષ્ટ્રીય તત્વની વિશિષ્ટ અસર ખૂબ જ કાળજીપૂર્વક શોધી કાઢવી ઘણી જ અગત્યની વાત છે; કેમ કે એ રાષ્ટ્રીય તત્વ ઘણે બધે અંશે વસાહતી ક્રાંતિનું વિશિષ્ટ લક્ષણ નક્કી કરે છે; વળી તે દેશની કમ્યુનિસ્ટ પાર્ટીની રીતિ નીતિ નક્કી કરવામાં પણ આ તત્વની ગણના ઘણી મહત્વની છે.

મુખ્ય વસાહતી દેશોમાં, રાષ્ટ્રીય મુક્તિની લડતની સાથોસાથ, ખેત-ક્રાંતિ મૂડીવાદી-લોકશાહી ક્રાંતિની ધરી સમાન છે. આથી કરીને, કમ્યુનિસ્ટોએ ખેત-કટોકટીના વિકાસ પ્રત્યે તથા ગામડાંમાંના વર્ગ-વિસંવાદોની વધતી જતી ઉગ્રતા પ્રત્યે સૌથી વધુ ધ્યાન આપવું જોઇએ; અને તેમણે છેક શરૂઆતથી કામદારોના અસંતોષને તથા ખેડૂતોનાં ઉગતાં આંદોલનોને જાગ્રત-ક્રાંતિકારી દોરવણી આપવી જોઇએ; તેમને શાહીવાદી શોષણ અને ગુલામી સામે, તથા મૂડીવાદી યુગ પૂર્વેના વિવિધ (સામંતશાહી તથા અર્ધ સામંતશાહી) સંબંધોની જે ધૂંસરી ખેડૂતના અર્થતંત્રને રીબાવી છિન્ન ભિન્ન કરી ખતમ કરી નાખે છે તેની સામે દોરવણી આપવી જોઇએ. ખેતીની ન માની શકાય એટલી પછાત દશા, તથા ભાડાનાં દમનખોર સંબંધો, અને વેપારી-ધીરધારિયા મૂડીની દમનખોરી—આ બધા વસાહતોમાં ગામડાંના અર્થતંત્રના ઉત્પાદક બળોના વિકાસની સામે ઉભેલા સૌથી મોટામાં મોટા આડપહાડો છે. વધુમાં વસાહતોનાં ગામડાંમાંના ખેતી-ઉત્પાદનને ઇજારાદારી શાહીવાદે પેદા કરેલ વિશ્વબજાર સુધી પહોંચાડવા માટે વિનિમયના અતિ વ્યવસ્થિત સ્વરૂપોની જરૂર છે. તેની આડે ઉપરોકત આડ-પહાડો ઉભા છે.

## રાષ્ટ્રીય મૂડીવાદી વર્ગનું વલણ

૧૮. આ વસાહતી દેશોમાંના રાષ્ટ્રીય **મૂડીવાદી વર્ગનું** શાહીવાદ અંગેનું વલણ એકસરખું હોતું નથી. આ મૂડીવાદી વર્ગનો એક હિસ્સો, ખાસ કરીને વેપારી-મૂડીવાદી વર્ગ શાહીવાદી મૂડીનાં હિતોની સીધી સેવા કરે છે. (કહેવાતો કોમ્પ્રેડોર* મૂડીવાદી વર્ગ)

સાધારણતઃ આ વર્ગ રાષ્ટ્રવિરોધી શાહીવાદના દષ્ટિબિંદુનો મોટે ભાગે સતત રીતે બચાવ કરે છે. આ દષ્ટિબિંદુ આખી રાષ્ટ્રવાદી હિલચાલનું વિરોધી હોય છે, તથા શાહીવાદના સામંતી દોસ્તોનાં, તથા ઉંચા પગારદાર દેશી અમલ-દારોના હિતો સાથે મળતું હોય છે. દેશી મૂડીવાદી વર્ગનો બાકીનો ભાગ, ખાસ કરીને દેશી ઉદ્યોગોનાં હિતોનું પ્રતિબિંબ પાડતો વિભાગ, રાષ્ટ્રીય આંદોલનને ટેકો આપે છે; અને તે ખાસ પ્રકારની દચુપચુ બાંધછોડિયા વૃતિ રજૂ કરે છે; આને **'રાષ્ટ્રીય સુધારાવાદ'** (અથવા, કમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલની બીજી કોંગ્રેસના

---

*શાહીવાદી મથકો સાથે વેપાર કરતો દેશી વેપારી, જેનું હિત શાહીવાદી શોષણ ચાલુ રહે એમાં જ છે. આ વર્ગ વસાહતોમાં જનતાનું શોષણ કરવા માટેના દલાલ તરીકે કામ કરે છે.

સિધ્ધાંત–સૂત્રોની પરિભાષામાં આને "મૂડીવાદી લોકશાહી" વૃત્તિ કહી શકાય.) ચીનમાં ૧૯૨૫ પછી રાષ્ટ્રીય મૂડીવાદી વર્ગની સ્થિતિ ક્રાંતિ અને શાહીવાદી છાવણી વચ્ચે ઝોલાં ખાતી રહી નથી, એ વાત સાચી છે. ત્યાં રાષ્ટ્રીય મૂડીવાદી વર્ગના વધુ મોટા સમુહે શરૂઆતથી, ત્યાંની ખાસ પરિસ્થિતિને કારણે, રાષ્ટ્રીય મુક્તિના યુધ્ધમાં આગેવાની લીધી હતી. પાછળથી તે હંમેશને માટે પ્રતિક્રાંતિની છાવણીમાં ચાલ્યો ગયો. હિંદ અને ઇજીપ્તમાં હજી આપણે, તત્કાલ માટે, ખાસ પ્રકારનું મૂડીવાદી–રાષ્ટ્રીય આંદોલન જોઇએ છીએ. આ આંદોલન–એક તકવાદી હિલચાલ છે; એમાં ઢચુપચુપણાનો પાર નથી જે **શાહીવાદ અને ક્રાંતિ વચ્ચે સમતુલા જાળવ્યા કરે છે.**

શાહીવાદના હાથમાંથી દેશની સ્વતંત્રતા પ્રાપ્ત થવી એ આખી વસાહતી પ્રજાના લાભમાં હોઇ, એ સ્વતંત્રતાનો રાષ્ટ્રીય મૂડીવાદી વર્ગનાં હિતો સાથે ય મેળ ખાય છે; પરંતુ આ સ્વતંત્રતા અને શાહીવાદી તંત્રના સમસ્ત તત્વ વચ્ચે કદી મેળ ન ખાય એવો વિસંવાદ હોય છે. એ સાચી વાત છે કે, વિવિધ દેશી મૂડીદારો, તેમનાં તત્કાલ હિતોને કારણે ઘણે બધે અંશે શાહીવાદી મૂડી સાથે હજાર ધાગે બંધાયેલા હોય છે. શાહીવાદ આમાંના ગણનાયોગ્ય હિસ્સાને (આજ પૂર્વે કદી બન્યું હોય તેનાથી ય ઘણા મોટા પ્રમાણમાં) સીધી રીતે ખરીદી લેવા અને તેમને ચોક્કસ **દલાલો** (કોમ્પ્રેડોર) બનાવવા —વચ્ચેના વેપારીઓ, ઉપ–શોષકો, અથવા તો, ગુલામ પ્રજા ઉપરના દરોગા બનાવવા—સમર્થ હોય છે. પરંતુ ગુલામોના માલિક તરીકેની, એકહથ્થુ સર્વોચ્ચ શોષક તરીકેની ગાદી તો તે કેવળ પોતાને માટે અનામત રાખે છે. સ્વતંત્ર રાજ્ય સત્તા, "મુક્ત" સ્વતંત્ર મૂડીવાદી વિકાસનું ભાવિ, "સ્વતંત્ર" પ્રજા ઉપરની આગેવાની—આ બધું શાહીવાદ કદી પણ રાષ્ટ્રીય મૂડીવાદને ચરણે સ્વેચ્છાથી ધરી દેતો નથી. આ દૃષ્ટિએ, વસાહતી દેશના રાષ્ટ્રીય મૂડીવાદી વર્ગનાં હિતો અને શાહીવાદનાં હિતો વચ્ચેનો વિસંવાદ વસ્તુગત રીતે ઉદ્દામ લક્ષણ ધરાવે છે. આ બાબતોમાં, શાહીવાદ રાષ્ટ્રીય મૂડીવાદી વર્ગ પાસે **શરણાગતિ** માગે છે.

દેશી મૂડીવાદ, શાહીવાદની સરખામણીમાં કમજોર હોઇ, ફરી ફરી શાહીવાદ આગળ શરણાગતિ કરે છે. જો કે, જ્યાં લગી જનતાની **વર્ગ ક્રાંતિ**નો ભય તાત્કાલિક, ઉગ્ર અને જોખમરૂપ બનતો નથી ત્યાં લગી એની આ શરણાગતિ આખરી બનતી નથી. એક હાથે, આ ભય દૂર કરવા, અને બીજે હાથે, શાહીવાદ સાથેના તેના સંબંધને મજબૂત બનાવવા મૂડીવાદી રાષ્ટ્રવાદ આ વસાહતોમાં

મધ્યમ વર્ગનો, અને અંશતઃ કામદાર વર્ગનો ય, ટેકો મેળવવા મથે છે. પરંતુ કામદાર વર્ગને વિષે એવી સફળતાની સંભવના બહુ જ નહિ જેવી હોઇ (આ દેશોનો કામદાર વર્ગ રાજકીય રીતે જાગ્રત થવા માંડે કે તરત જ) તેને માટે ખેડૂતોનો ટેકો મેળવવો વધુ અગત્યનું બને છે. પણ વસાહતી મૂડીવાદી વર્ગની ખરેખરી નબળાઈ અહીં જ પકડાય છે. વસાહતી કિસાનના અસહ્ય શોષણનો અંત આણવાનો એક માત્ર માર્ગ ખેત–ક્રાંતિ છે. ચીન, હિંદ, અને ઇજીપ્તનો મૂડીવાદી વર્ગ પોતાના તત્કાલ હિતોની દૃષ્ટિએ જમીનદારી, વ્યાજખોર મૂડી તથા કિસાન જનતાના સર્વ સાધારણ શોષણ સાથે એટલો બધો સંકળાયેલો છે કે, તે ખેત–ક્રાંતિની સામે તેનો મોરચો સજે છે, એટલું જ નહિ પણ, એકે એક નિર્ણાયક ખેત–સુધારાનો પણ તે વિરોધ કરે છે. તે એટલો બધો ભયભીત છે, (અને તેને માટે પૂરતાં કારણો છે) કે ખેત–સમસ્યાને ખુલ્લી રીતે રજુ કરવામાં આવે એટલાથી જ ખેડૂત જનતામાંનો ક્રાંતિકારી ઉકળાટ વધુ ઉ-તેજન અને ઉગ્રતા પામ્યા વિના રહેતો નથી. એથી જ તો, સુધારાવાદી મૂડીવાદ આ મૂળગત અગત્યના સવાલને વ્યવહારૂ રીતે સ્પર્શવાનો નિર્ણય કરવા જેટલીય હિંમત ભાગ્યે જ કરે છે.

આને બદલે, ઠાલા રાષ્ટ્રવાદી સૂત્રો અને ચાળાઓ દ્વારા મધ્યમવર્ગી જનતાને પોતાની અસરમાં રાખવા અને શાહીવાદને કેટલાક ટુકડાઓ ફેંકવા માટે પ્રેરવા તે પ્રયાસો કરે છે. પરંતુ શાહીવાદીઓ લગામ તંગ કરે છે અને રાષ્ટ્રીય મૂડીવાદ તેની સામે કોઇ ગંભીર સામનો કરવા અશક્ત બને છે. આથી રાષ્ટ્રીય મૂડીવાદ શાહીવાદ સાથેની પ્રત્યેક અથડામણ વખતે, એક હાથે તેના સિદ્ધાન્ત અંગેની રાષ્ટ્રવાદી 'દૃઢતા'નો જબરો દેખાવ કરે છે; અને બીજે હાથે શાહીવાદ સાથે શાંતિમય સમાધાન શક્ય છે, એવી ભ્રમણા પેદા કરે છે. આ બંને માર્ગોને અંતે, જનતા અનિવાર્ય રીતે ભ્રમમુક્ત થાય છે; અને આમ, તે તેની સુધારાવાદી ભ્રમણામાંથી નીકળી જાય છે.

## વસાહતી મુક્તિ–આંદોલનમાં શ્રમજીવી વર્ગની નેતાગીરી

૧૯. આ વસાહતી દેશોના રાષ્ટ્રીય મૂડીવાદી વર્ગની રાષ્ટ્રીય–સુધારાવાદી વૃત્તિને મૂળગત રીતે સમજવામાં ભૂલ કરવાને કારણે તેને દેશોની કમ્યુનિસ્ટ પાર્ટીના વ્યૂહ અને તેની નીતિરીતિમાં ગંભીર ભૂલો થવાની શકયતા રહે છે. વિશેષતઃ બે પ્રકારની ભૂલો શકય છે—

(ક) પહેલા પ્રકારની ભૂલ:—રાષ્ટ્રીય–સુધારાવાદી અને રાષ્ટ્રીય–ક્રાંતિકારી વૃત્તિઓ વચ્ચેનો ભેદ ન સમજવાથી 'પૂંછડિયાવાદી' નીતિ એટલે કે, મૂડીવાદી વર્ગની પાછળ ઘસડાવાની નીતિ જન્મે છે; તથા એને કારણે, મૂડીવાદ અને શ્રમજીવી વર્ગ વચ્ચેની રાજકીય અને સંગઠન પરત્વેની લાઇન–દોરીઓની ચોક્કસાઇઓ સચવાતી નથી. અને મુખ્ય ક્રાંતિકારી સૂત્રોને (મુખ્યતઃ ખેત–ક્રાંતિનાં સૂત્રો) ઝાંખા પાડી દેવામાં આવે છે, વગેરે.

૧૯૨૫–૨૭માં ચીની કમ્યુનિસ્ટ પાર્ટીએ કરેલી મૂળભૂત ભૂલો આ હતી.

(ખ) બીજા પ્રકારની ભૂલ :—કાંઈ નહિ તો આંદોલનના પ્રથમ તબક્કામાં, મધ્યમ વર્ગ, ખેડૂતો તથા કામદાર વર્ગના અમુક ભાગ ઉપર પણ મૂડીવાદી રાષ્ટ્રીય–સુધારાવાદીઓ, સામંતી–શાહીવાદી છાવણીથી સાવ જુદા પ્રકારની એવી આમ અસર ધરાવે છે; આનું મૂલ્ય ઓછું આંકવાથી સંકુચિત–પક્ષીય નીતિ જન્મે છે, અને મહેનતકશ જનતાથી કમ્યુનિસ્ટો અળગા પડી જાય છે.

આ બંને દાખલાઓમાં, મુખ્ય દોષ એ છે કે, કમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલની બીજી કોંગ્રેસે વસાહતોમાંની કમ્યુનિસ્ટ પાર્ટીઓ માટેનાં જે મૂળગત કર્તવ્યો સાફ રીતે દર્શાવ્યાં હતાં, તેમના અમલ તરફ પૂરતું લક્ષ આપવામાં આવ્યું નથી. આ કર્તવ્યો—દેશની અંદર જ મૂડીવાદી–લોકશાહી આંદોલન સામેની લડતનાં કર્તવ્યો છે. આ લડત લડયા વિના, મૂડીવાદી વર્ગની તથા રાષ્ટ્રીય સુધારાવાદીઓની અસરમાંથી મહેનતકશ જનતાને મુક્ત કર્યા વિના, મૂડીવાદી–લોકશાહી–ક્રાંતિમાંનો કમ્યુનિસ્ટ આંદોલનનો મૂળગત વ્યૂહઉદ્દેશ—એટલે કે **શ્રમજીવી વર્ગની આગેવાનીનું** ધ્યેય-સિધ્ધ થઈ ન શકે. શ્રમજીવી વર્ગની આગેવાની વિના, એટલે કે તેના અંગરૂપ ભાગ **કમ્યુનિસ્ટ પાર્ટીના અગ્રણી ફાળા વિના,** મૂડીવાદી–લોકશાહી ક્રાંતિ તેના વિજય સુધી પહોંચી શકે નહિ; ત્યાં સમાજવાદી ક્રાંતિની તો વાત જ શી ?

## મધ્યમવર્ગ તથા કિસાનોનો ફાળો

૨૦. વસાહતો અને અર્ધ–વસાહતી દેશોમાં મધ્યમવર્ગ બહુ મહત્વનો ભાગ ભજવે છે. આ વર્ગ ઘણા બધા જુદા થરોનો બનેલો છે, અને રાષ્ટ્રીય ક્રાંતિકારી આંદોલનના જુદા જુદા તબક્કે તે જુદો જુદો ભાગ ભજવે છે. પરદેશથી આયાત થયેલા માલની હરીફાઇને કારણે જેને ખૂબ જ માર ખાવો પડયો છે તે **કારીગરનું** શાહીવાદ સામેનું વલણ વિરોધભર્યું હોય છે. આમ છતાં તેના હાથ નીચેના મદદનીશ અને શીખાઉ કારીગરનું અમર્યાદ શોષણ

કરવામાં તેનો સ્વાર્થ રહેલો છે, એથી કરીને, વર્ગ-જાગ્રત કામદાર આંદોલન સામે ય તેનું વલણ વિરોધનું રહે છે. સાથોસાથ, એ પણ છે કે, વેપારી અને ધીરધારિયા મૂડીને હાથે તેનું પોતાનું શોષણ હંમેશાં થતું હોય છે. મધ્યમ વર્ગના આ થરની આ બેશુમાર દ્વિધાભરી અને નિરાશાજનક સ્થિતિમાંથી તેનું ઢચુપચુ-પણું નિશ્ચિત રૂપ ધારણ કરે છે, અને ઘણીવાર તો, તરંગી પ્રત્યાઘાતીઓની અસર નીચે ખેંચાય છે.

નાનકડો વેપારી—નગર અને ગામડાંમાં—ધીરધાર અને વેપાર દ્વારા ગ્રામશોષણ સાથે સંકળાયેલો હોય છે; અને આંતરિક બજાર વિકસવાની શક્યતાઓ પસંદ કરવા કરતાં તે શોષણનાં જૂનાં સ્વરૂપોને વળગી રહે છે. આ થરો પણ કાંઇ એકધારા હોતા નથી. વેપારી મૂડીવાદી વર્ગના આ વિભાગો એક યા બીજે સ્વરૂપે દલાલ-કોમ્પ્રેડોરની સાથે સંકળાયેલ હોય છે; અને જે વિભાગોની પ્રવૃત્તિ મુખ્યત્વે આંતરિક બજાર સાથે મર્યાદિત બની ગઇ હોય છે, તેના કરતાં આ વિભાગો જુદી સ્થિતિમાં હોય છે.

**મધ્યમવર્ગી-બુદ્ધિજીવી વર્ગ**, વિદ્યાર્થીઓ અને બીજા એવા વિભાગો, કેવળ મધ્યમ વર્ગી ચોક્કસ હિતોના જ નહિ, પણ સમસ્ત રાષ્ટ્રીય મૂડીવાદી વર્ગના સર્વસામાન્ય વસ્તુગત હિતોના, ઘણી બધી વાર અત્યંત નિશ્ચિત પ્રતિનિધિઓ હોય છે; અને રાષ્ટ્રીય આંદોલનના પ્રથમ તબક્કામાં, તેઓ રાષ્ટ્રીય લડતના પ્રતિનિધિઓ તરીકે ઘણીવાર બહાર પડે છે. આંદોલનની સપાટી ઉપરનો તેમનો ફાળો, સરખામણીમાં મહત્વનો હોય છે. સાધારણતઃ તેઓ ખેડૂતોનાં હિતોના પ્રતિનિધિઓ તરીકે કામ કરી શકતા નથી; કારણકે જે સામાજિક થરોમાંથી તેઓ આવ્યા હોય છે, તે અનેકવાર જમીનદારો સાથે સંકળાયેલ હોય છે. ક્રાંતિકારી જુવાળનો ઉછાળો ઉંચો ચઢે તો તેમને કામદાર આંદોલનમાં ધકેલી પણ દે છે; અલબત્ત—તેઓ તેમની ઢચુપચુ અને અનિશ્ચિત મધ્યમવર્ગી વિચારસરણી પોતાની સાથે લઇને આવે છે. આમાંના જૂજ લોકો જ, લડત દરમિયાન, પોતાના વર્ગીય સંબંધોને તોડી શકે છે, અને શ્રમજીવી વર્ગના વર્ગ-વિગ્રહનાં કર્તવ્યોની સમજ ધરાવવા શક્તિમાન થાય છે, તથા શ્રમજીવી વર્ગના સક્રિય રક્ષકો બને છે. એમ પણ વારંવાર બને છે કે, મધ્યમ વર્ગી બુદ્ધિજીવીઓ તેમની વિચારસરણીને સમાજવાદી અથવા કમ્યુનિસ્ટ સુદ્ધાં રંગ લગાવે છે. શાહીવાદ સામેની લડતમાં તેઓએ ક્રાંતિકારી ભાગ ભજવ્યો છે; અને હિંદ અને ઇજીપ્તમાં હજી આજેય તેઓ કેટલેક અંશે ક્રાંતિકારી ભાગ

ભજવી રહ્યા છે. આમ–આંદોલન કાં તો તેમને પોતાની પાછળ ઘસડે છે; અથવા તો છેક બીજા છેડાના પ્રત્યાઘાતની છાવણીમાં પણ ધકેલી દે છે; અથવા તો, કાંઇ નહિ તો, તેમના અનુયાયીઓમાં તરંગી પ્રત્યાઘાતી વૃત્તિઓ પણ ફેલાવે છે.

આ થરો ઉપરાંત, વસાહતી નગરોમાં **શહેરી ગરીબના** ગણનાપાત્ર વિભાગો હોય છે; એમની પરિસ્થિતિ તેમને વસ્તુગત રીતે ક્રાંતિના ટેકેદાર બનાવે છે. દા. ત. બીજાઓની મજૂરીનું શોષણ ન કરનારા કારીગરો, ફેરિયા–વેપારીઓ, બેકાર બુદ્ધિજીવીઓ, કામની ખોજમાં પડેલા બરબાદ ખેડૂતો, વગેરે. આ ઉપરાંત, વસાહતી નગરમાં તથા તેના ગામડામાં પણ "કૂલી" જેવો એક વિભાગ વસતો હોય છે; એ અર્ધ કામદાર જેવો વિભાગ કારખાનાના ઉત્પાદનની શાળામાંથી તે પસાર થયો નથી હોતો, અને આકસ્મિક મજૂરી ઉપર જીવતો હોય છે.

કિસાન વર્ગ, કામદારના સાથમાં, અને તેના મિત્ર તરીકેના તેના લક્ષણને કારણે, ક્રાંતિના એક પ્રેરક બળ તરીકે આગળ આવે છે. અત્યંત વિકસિત વસાહતોમાં સુદ્ધાં લાખો–કરોડો કિસાનો વસ્તીનો ઘણો મોટો હિસ્સો ધરાવે છે (કેટલીક વસાહતોમાં વસ્તીનો ૯૦ ટકા ભાગ કિસાનોનો હોય છે). લાખો કરોડો ભૂખે મરતા ગણોતિયા (ભાડે જમીન ખેડનાર), તથા મૂડીવાદી અને મૂડીવાદી યુગ પૂર્વેના તરેહતરેહના શોષણ નીચે રીબાતા તથા અછતથી કચડાતા નાના ખેડૂતો: આ બંને વિભાગના મોટા ભાગના ખેડૂતો જમીનનું ભાડું ભરતા હોવા છતાં, તેમની પાસેથી જમીન ઉપર ખેતી કરવાની શકયતા છીનવાઇ ગઇ હોય છે; અને ઉત્પાદનની ઘટમાળમાંથી તેઓ ફેંકાઇ ગયા હોય છે. તથા દુકાળ અને રોગચાળામાં સપડાઇને ધીમે ધીમે મરી પરવારતા હોય છે; આ બે વિભાગો તથા ગામડાનો ખેત–મજૂર—આ બધા કામદાર વર્ગના ગામડામાંના સાથીદારો છે. કિસાન વર્ગ કામદાર વર્ગની નેતાગીરી હેઠળ જ પોતાની મુક્તિ હાંસલ કરી શકે છે; પણ કામદાર વર્ગ કિસાન વર્ગના સહકારમાં જ મૂડીવાદી–લોકશાહી ક્રાંતિને વિજય અપાવી શકે છે. જ્યાં સામંતશાહીના અને મૂડીવાદી યુગ પૂર્વેના સંબંધોના મહત્વના અવશેષો રહી ગયા હોય છે, તેવી વસાહતો અને અર્ધ વસાહતોમાં કિસાન વર્ગનું વિભાગીકરણ (સ્વતંત્ર મૂડીવાદી દેશની) સરખામણીમાં ધીમું હોય છે. એમ છતાં આ દેશોમાં વ્યાપાર સંબધો એટલી હદે વિકસેલા હોય છે કે, તેમના વર્ગ–સંબંધોનો સવાલ છે, ત્યાં લગી તો કિસાનો એકરંગી સમૂહ તરીકે ક્યારના મટી ગયા હોય છે.

ચીન અને હિંદનાં ગામડાંઓમાં, ખાસ કરીને આ દેશોના અમુક ભાગોમાં, ખુદ કિસાનોમાંથી પેદા થયેલા અમુક શોષક તત્વો જોવા મળે એ પણ શકય છે.

આ શોષક તત્વો ખેડૂતોને તથા ગામડાંના મજુરને ધીરધાર અને વેપાર દ્વારા, ભાડે મજુરી કરાવીને, જમીન વેચીને તથા ભાડે આપીને, ઢોરો અથવા ખેતીનાં સાધનો ઉછીનાં આપીને શોષણ કરતા હોય છે. સાધારણતઃ એમ બનવું શકય છે કે, જમીનદારો સામેની કિસાનોની લડતના પહેલા તબક્કામાં, કામદાર વર્ગ પોતાની સાથે સમસ્ત કિસાનને લઇ પણ જાય છે. પરંતુ, લડતનો વધુ વિકાસ થતાં, આ કિસાનમાંના કેટલાક ઉપલા થરો પ્રતિક્રાંતિની છાવણીમાં પણ ચાલ્યા જાય છે. કામદાર વર્ગ પોતાની નેતાગીરી તો જ સ્થાપી શકે કે જો તે કિસાનની વિભાગી માગણીઓ માટેની લડત અડગ રીતે ચલાવે, ખેત-ક્રાંતિ સંપૂર્ણ રીતે પાર પાડે, અને જો તે કિસાનના વિશાળ આમ સમૂહની લડત દ્વારા ખેત-સમસ્યાનો ક્રાંતિકારી ઉકેલ આણે.

## કામદાર વર્ગ

**૨૧.** વસાહતો અને અર્ધ વસાહતોમાં **કામદાર વર્ગ** લાક્ષણિકતાઓ ધરાવે છે. આ લાક્ષણિકતાઓ આ દેશોમાં સ્વતંત્ર કામદાર આંદોલન અને અને કામદાર વર્ગની વિચારસરણીના ઘડતરમાં મહત્વનો ભાગ ભજવે છે. વસાહતી કામદાર વર્ગનો મોટો સમૂહ ગામડાંની કંગાલિયતમાંથી જન્મેલો હોય છે; જેથી કરીને જ્યારે તે ઉત્પાદનમાં કામે લાગેલો હોય છે ત્યારેય તે ગામડાંના સંપર્કમાં રહે છે. મોટા ભાગની વસાહતોમાં (શાંગહાઇ, મુંબઈ, કલકત્તા જેવાં કેટલાંક મોટાં કારખાનાંવાળાં નગરો બાદ કરતાં), આપણે સાધારણતઃ જોઇએ છીએ કે, કામદાર વર્ગની પહેલી પેઢી જ મોટાં ધોરણના ઉત્પાદનોમાં રોકાયેલી હોય છે, જ્યારે બાકીનો કામદાર સમૂહ ખુવાર થયેલા કારીગર વર્ગનો બનેલો હોય છે. અને તે આગળ પડતાં સંસ્થાનોમાં સુદ્ધાં વિશાળ પ્રમાણમાં ફેલાયેલા હાથઉદ્યોગો નાશ પામતાં તેમાંથી ધકેલાઇ ગયેલો હોય છે. આવો આ ખુવાર થયેલો કારીગર, અથવા નાનકડો દુકાન માલિક કામદાર વર્ગમાં પોતાની સાથે મહાજન-વૃત્તિ[૧૨] તથા તેની વિચારસરણી લઈ જાય છે. આને કારણે વસાહતોના કામદાર આંદોલનમાં રાષ્ટ્રીય-સુધારાવાદી અસર ઘૂસી જવા માટેની શકયતા જાગે છે. કામદાર વર્ગની અસ્થિરતા (કામદારો પોતાને ગામડે પાછા ફરતા હોવાને કારણે તથા દારિદ્રયગ્રસ્ત કિસાનોના મોટા સમૂહોના પ્રવાહો વહી આવતા હોવાને કારણે કામદારોમાં વારંવાર ફેરફારો થતા રહે છે), કામદાર સમૂહમાં સ્ત્રીઓ અને બાળકોનું મોટું પ્રમાણ, જુદી જુદી ભાષાઓ, અજ્ઞાનતા, ધાર્મિક અને જ્ઞાતિય પૂર્વગ્રહોનો વિશાળ પ્રચાર—આ બધાં કારણોને લીધે

વ્યવસ્થિત જેહાદ અને પ્રચારનું કાર્ય મુશ્કેલ બને છે, કામદારોમાં વર્ગીય જાગ્રતિનો વિકાસ અવરોધાય છે. આમ છતાં, દેશી અને પરદેશી મૂડી અત્યંત કારમા સ્વરૂપે નિર્દય શોષણ ચલાવે છે, તથા કામદારોને રાજકીય હક્કો જેવું કશું જ હોતું નથી તેને કારણે, એક એવી વસ્તુગત પૂર્વ પરિસ્થિતિ પેદા થાય છે કે, જેથી વસાહતોમાંનું કામદાર આંદોલન તમામ આડઅડચણો સત્વર ઓળંગી જાય છે, અને તે, દેશી શોષકો તથા શાહીવાદીઓની સામેની લડાઇમાં કામદાર વર્ગના મોટાને મોટા સમૂહોને દર વરસે વધુ ને વધુ પોતાની સાથે ખેંચે છે.

પહેલા વિશ્વયુદ્ધ બાદ જે રાષ્ટ્રીય ક્રાંતિકારી આંદોલનનો સર્વસાધારણ જન્મ થયો તેની સાથે વસાહતો અને અર્ધવસાહતોમાંના કામદાર આંદોલનનો પ્રથમ તબક્કો (આશરે ૧૯૧૯–૨૩) સાંગોપાંગ સંકળાયેલો છે. આ તબક્કાનું વિશિષ્ટ લક્ષણ એ હતું કે દેશી મૂડીવાદી વર્ગની દોરવણી નીચેની શાહીવાદ વિરોધી લડતના હિત આગળ કામદાર વર્ગે પોતાનાં વર્ગીય સ્વાર્થોને ગૌણ ગણ્યા હતા. કામદારની હડતાળો તથા અન્ય નિદર્શનોએ જે સંગઠિત સ્વરૂપ ધારણ કર્યું તેના સંગઠનકર્તાઓ સામાન્યતઃ મધ્યમ વર્ગી બુદ્ધિજીવીઓ હતા; તેમણે કામદારોની માંગોને રાષ્ટ્રીય લડતના સવાલો પૂરતી મર્યાદિત બનાવી. ત્યારે બીજે હાથે, કમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલની પાંચમી કોંગ્રેસ પછી શરૂ થયેલા, કામદાર આંદોલનના ત્વરિત વિકાસના બીજા તબક્કાની અત્યંત મહત્વની લાક્ષણિકતા એ છે કે વસાહતોમાંનો કામદાર વર્ગ રાજકીય ક્ષેત્રે સ્વતંત્ર વર્ગ–તાકાત તરીકે, રાષ્ટ્રીય મૂડીવાદી વર્ગની સામે આગળ આવ્યો; અને પોતાનાં વર્ગ હિતોની રક્ષા અર્થે અને સમગ્ર રાષ્ટ્રીય ક્રાંતિની આગેવાની માટે તે રાષ્ટ્રીય મૂડીવાદી વર્ગ સામે જંગે ચઢ્યો. વસાહતી ક્રાંતિની નવા તબક્કાની આ લાક્ષણિકતાની છેલ્લાં કેટલાંક વરસોની તવારિખે સ્પષ્ટ અને પાકી સાબિતી આપી છે. આનો પહેલો દાખલો મહાન ચીની ક્રાંતિ છે. ત્યાર બાદ ઇન્ડોનેશિયાનો વિપ્લવ છે. વળી, એમ માનવાને પણ પૂરતાં કારણો છે કે હિંદમાંનો કામદાર વર્ગ રાષ્ટ્રવાદી અને સમાજ–સુધારાવાદી નેતાઓની અસરમાંથી પોતાની જાતને મુક્ત કરી રહ્યો છે, અને બ્રિટિશ શાહીવાદ તથા દેશી મૂડીવાદ સામેની લડતમાં પોતે એક સ્વતંત્ર રાજકીય બળ તરીકે પલટાઇ રહ્યો છે.

## કમ્યુનિસ્ટોનાં કર્તવ્યો

૨૨. ક્રાંતિકારી આંદોલનનાં તત્કાલ કર્તવ્યોના સાચા નિર્ણય માટે શરૂઆતથી એ વિચારવું મહત્વનું છે કે, જુદા જુદા વસાહતી દેશોમાંનું આંદોલન

**કેટલી હદે પરિપક્વતા** પામ્યું છે. ચીનનું ક્રાંતિકારી આંદોલન હિંદના વર્તમાન આંદોલનથી અનેક મહત્ત્વની રીતે જુદું પડે છે; બંને દેશોનાં આંદોલનોની પકવતાની કક્ષા એમાંજ રજૂ થાય છે. ચીની ક્રાંતિનો પહેલાંનો અનુભવ હિંદ તથા તેને મળતા આવતા અન્ય વસાહતી દેશોનાં ક્રાંતિકારી આંદોલનો માટે ઉપયોગમાં લેવાવો જોઇએ. પણ એમ કરતાં આપણે હિંદ, ઇજીપ્ત વગેરે દેશોનાં **તત્કાલ** કર્તવ્યો, સૂત્રો અને નીતિરીતિઓ નક્કી કરવામાં ચીનનું રીતસર અનુકરણ જ કરીએ, એટલે કે, દા. ત. ૧૩ વુહાન તબક્કામાં જે બન્યુ તે મુજબ આ દેશોમાં અત્યારે વર્તીએ, અથવા આજને સમયે ચીનમાં જે પ્રકારનાં કર્તવ્યો, સૂત્રો અને રીતિનીતિઓ જરૂરી છે તે આ દેશોમાં લાગુ પાડીએ, તો ભૂલભરેલું જ ગણાય. હિંદ, ઇજીપ્ત વગેરે સ્થળોનાં ક્રાંતિકારી આંદોલનોના વર્તમાન તબક્કાની અનિવાર્ય મુશ્કેલીઓ અને તેનાં વિશિષ્ટ કર્તવ્યોને નજરઅંદાજ કરી આગળ દોડી જવાની વૃત્તિ કેવળ નુકશાનકારક છે. ચીનમાં વુહાન સમય દરમિયાન જે કર્તવ્યો કામદાર વર્ગ અને કિસાનોની લડતનાં તત્કાલ કર્તવ્યો તરીકે સંપૂર્ણ રીતે પાર પાડવામાં આવ્યાં હતાં, તે આ બધા દેશોમાં, વિજયની ચોક્કસ ખાત્રી સાથે આગળ ધરતાં પહેલાં, ઘણું બધું કામ કરવું જરૂરી છે. જેમ કે, કમ્યુનિસ્ટ પાર્ટી તથા કામદાર વર્ગનાં ટ્રેડ યુનિયનો બાંધવા માટે અને તેમને સંગઠિત બનાવવા માટે, ટ્રેડ યુનિયનોને ક્રાંતિકારી બનાવવા માટે, આમ જનતાના આર્થિક અને રાજકીય નિદર્શનોનો વિકાસ કરવા માટે, તથા જનતાને રાષ્ટ્રીય સુધારાવાદી મૂડીવાદી વર્ગની અસરમાંથી છોડાવી પોતાને પક્ષે જીતી લેવા માટે મોટા પ્રમાણમાં કામ કરવું જરૂરી છે.

હિંદ અને ઇજીપ્તમાંના અત્યંત અગત્યના મૂડીવાદી પક્ષોને (સ્વરાજપંથી તથા વફદ પક્ષ) એટલે કે રાષ્ટ્રીય મૂડીવાદી વર્ગને પોતાની વર્ગીય સત્તા માટેની લડતના હિતમાં હજી રાજ્યકર્તા શાહીવાદી–સામંતવાદી ગટ્ટનો વિરોધ વ્યક્ત કરવાની ફરજ પડે છે. જો કે આ વિરોધ કોઈ ક્રાંતિકારી સ્વરૂપનો નથી, પણ સુધારાવાદી અને વર્ગ–મેળના સ્વરૂપનો છે; એનો અર્થ હરગિઝ એવો નથી કે, એને કોઇ વિશિષ્ટ મહત્વ નથી. રાષ્ટ્રીય મૂડીવાદી વર્ગ શાહીવાદ વિરોધી લડતમાં કોઇ બળ તરીકે એવું મહત્વનું સ્થાન ધરાવતો નથી. એમ છતાં ક્રાંતિકારી આંદોલનના વિકાસ માટે આ મૂડીવાદી–સુધારાવાદી વિરોધનું ખરેખરૂં વિશિષ્ટ મહત્વ છે. અને તેની અસર આમજનતા ઉપર હોવાને કારણે એનું મહત્વ આંદોલનના લાભમાં અને ગેરલાભમાં–બંને રીતે છે. એનું મુખ્ય લક્ષણ એ છે કે, તે જેટલે અંશે મહેનત કશ જનતાને સફળતાપૂર્વક પોતાની પકડમાં ખેંચી લઇ તેમને ક્રાંતિકારી

લડતમાંથી પાછી પકડી રાખે છે, તેટલા પ્રમાણમાં ક્રાંતિકારી આંદોલનના વિકાસ ઉપરની બ્રેક તરીકે તે કામ કરે છે. બીજી બાજુ, સત્તાધારી શાહીવાદી–સામંતશાહી ગઠ્ઠની સામે મૂડીવાદી વિરોધનાં મૂળ ભલે ઊંડાં ન હોય તો પણ, વિશાળ શ્રમજીવી જનતાની રાજકીય જાગ્રતિને ઝડપી બનાવવામાં તે અમુક પ્રકારની અસર કરી શકે છે; શાહીવાદ સામેના રાષ્ટ્રીય-સુધારાવાદી મૂડીવાદી વર્ગની નક્કર ખુલ્લી અથડામણો, જો કે સ્વતંત્ર રીતે કશા મહત્વની ન હોવા છતાં, કેટલીક પરિસ્થિતિમાં વધુ મોટી ક્રાંતિકારી આમ–પ્રવૃત્તિને બહેલાવવામાં આડકતરી રીતે ઉપયોગી થાય પણ ખરી.

એ વાત સાચી છે કે, સુધારાવાદી મૂડીવાદી વર્ગ પોતાની શાહીવાદ વિરોધી પ્રવૃત્તિ ઉપર એવી કોઈ અસર ન થવા દેવા માટે જાતે મહેનત કરે છે; અને એક યા બીજા રસ્તે પહેલાંથી તેને રોકવા માંગે છે. પણ જ્યાં વસ્તુગત પરિસ્થિતિ દૂરગામી રાજકીય કટોકટી પેદા કરે એવી હોય, ત્યાં રાષ્ટ્રીય સુધારાવાદી વિરોધની પ્રવૃત્તિઓ તથા ક્રાંતિનાં સાચાં મૂળ સાથે જેમને ભાગ્યેજ કશો સંબંધ છે એવી શાહીવાદ સાથેની નહિ જેવી અથડામણો સુધ્ધાં, ગંભીર મહત્વની બની શકે છે. કમ્યુનિસ્ટોએ આવી એકે એક અથડામણોનો ઉપયોગ કરતાં, એવી અથડામણોને વિકસાવતાં અને તેમનું મહત્વ વધુ વિશાળ બનાવતાં, ક્રાંતિકારી સૂત્રોની જેહાદ સાથે તેમને સાંકળી દેતાં, વિશાળ જનતામાં એવી અથડામણોના સમાચારને ફેલાવી દેતાં, અને એ જનતાને પોતાની માગણીઓના ટેકામાં સ્વતંત્ર અને ખુલ્લી રીતે બહાર આવવા માટે જાગૃત બનાવતાં શીખવું જોઇએ.

## રાષ્ટ્રીય—સુધારાવાદી ભય

૨૩. આ તબક્કા દરમિયાન સ્વરાજ પંથ અને વફદ જેવા પક્ષો સામેની લડતમાં સાચી રીતિનીતિ એ છે કે એ પક્ષોના સાચા રાષ્ટ્રીય–સુધારાવાદી લક્ષણને ખુલ્લું પાડવું. આ પક્ષોએ રાષ્ટ્રીય–મુકિતની લડતને અનેકવાર છેહ દીધો છે; પરંતુ હજી તેઓ કોમિંગટાંગની જેમ પ્રતિક્રાંતિની છાવણીમાં સદાને માટે ચાલ્યા ગયા નથી. એ વિષે કોઇ શંકા નથી કે તેઓ પાછળથી એમ કરશે જ; પણ અત્યારે તેઓ ખાસ ભયરૂપ એટલા માટે છે કે તેમની સાચી જાત મહેનતકશ વિશાળ જનતાની આંખે ખુલ્લી પડી ગયેલી નથી. આને માટે મોટા પ્રમાણમાં કમ્યુનિસ્ટ—શિક્ષણનું કાર્ય કરવું હજી જરૂરી છે; તથા જનતાને પોતાને હજી ઘણો વધુ રાજકીય અનુભવ થવો પણ જરૂરી છે. જો કમ્યુનિસ્ટો આજને તબક્કે રાષ્ટ્રીય આંદોલનની મૂડીવાદી રાષ્ટ્રીય–

સુધારાવાદી નેતાગીરીમાંથી શ્રમજીવી જનતાનો વિશ્વાસ હલાવી નહિ નાખે, તો આવી રહેલી ક્રાંતિના ઉપલા તબક્કા વખતે આ નેતાગીરી ક્રાંતિને માથે એક જબરજસ્ત ભયરૂપ બની ઉભી રહેશે.

પરિણામે, આજની પરિસ્થિતિને અનુકૂળ રીતે, સાચી કમ્યુનિસ્ટ રીતિ-નીતિ દ્વારા હિંદ, ઇજીપ્ત, ઇન્ડોનેશિયા અને એવી બીજી વસાહતોમાંની મહેનતકશ જનતાને તેમના મૂડીવાદી પક્ષોની અસરમાંથી મુકત થવામાં મદદ કરવી જરૂરી છે. આ કામ, કાંઇ એવાં સૂત્રો મોટેથી પોકારીને (ભલે પછી એ સૂત્રો ઉપર ઉપરથી તેટલાં ઉદ્દામ લાગે) નહિ સાધી શકાય કે, રાષ્ટ્રીય–સુધારાવાદી વિરોધકો (સ્વરાજ્યથી, વફ્દ પક્ષી) અને બ્રિટિશ શાહીવાદીઓ અથવા તેમના **પ્રતિક્રાંતિ-કારી સાથીદારો વચ્ચે કોઈ જ કશો ભેદ નથી.** આવા ગલત–ઝોકનો ઉપયોગ રાષ્ટ્રીય સુધારાવાદી નેતાઓ સહેલાઇથી કમ્યુનિસ્ટો વિરૂદ્ધ જનતાને ઉશ્કેરવા માટે કરી શકશે. જનતા રાષ્ટ્રીય મુક્તિના મુખ્ય તત્કાલ દુશ્મન તરીકે શાહીવાદી–સામંતવાદી ગઠ્ઠને જુવે છે; અને હિંદ, ઇજીપ્ત તથા ઇન્ડોનેશિયાના આંદોલનના આજને તબકકે આ સાચું પણ છે (એક બાજુનો વિચાર કરીએ ત્યાં સુધી). આ સત્તાધારી પ્રતિક્રાંતિકારી બળ સામેની લડાઇમાં હિંદ, ઇજીપ્ત, અને ઇન્ડોનેશિયાના કમ્યુનિસ્ટોએ સૌને મોખરે રહેવું જોઇએ; તેમણે બીજા કોઈ પણ મધ્યમ વર્ગી વિભાગ યા રાષ્ટ્રીય–ક્રાંતિકારી જૂથ કરતાં વધુ દ્રઢતાપૂર્વક, સતત રીતે અને નિશ્ચય–બળથી લડવું જાઇએ. અલબત્ત, કોઈ એક પ્રકારના આંધળુકિયા માટે યા નાનકડી ક્રાંતિકારી બહુમતિ દ્વારા અપકવ ઉઠાવ ઉભો કરી દેવા માટે આ લડતની યોજના ન કરવી જોઇએ.

સાથોસાથ, સ્વરાજ પંથ, વફ્દપક્ષ અને એવા બીજા પક્ષો, તથા ખાસ કરીને તેમના નેતાઓનું **રાષ્ટ્રીય–સુધારાવાદી** લક્ષણ મહેનતકશ જનતા સમક્ષ નિર્દય રીતે ખુલ્લું પાડવું એ ઓછું અગત્યનું નથી. આ પક્ષો અને નેતાઓની **રાષ્ટ્રીય લડતમાંની અધુરાદિલી તથા આનાકાની,** તેમની સોદાબાજી તથા બ્રિટિશ શાહીવાદ સાથે **સમાધાન** પર પહોંચવાના તેમના પ્રયાસો, તેમની આજ પૂર્વેની શરણાગતિઓ અને તેમના પ્રતિક્રાંતિકારી પગલાંઓ, કામદાર વર્ગ અને કિસાનોની વર્ગીય માગણી સામેનો તેમનો પ્રત્યાઘાતી સામનો, તેમના રાષ્ટ્રીયવાદી શબ્દ–તડાકા, 'દેશનું શાંતિમય રીતે અવસાહતીકરણ થઇ જશે' એવાં નુકશાનકારક ભ્રમણાત્મક સૂત્રો, અને રાષ્ટ્રીય–મુક્તિની લડતમાં ક્રાંતિકારી રીતિઓ અખત્યાર કરવાની બાબતમાં તેમની દગાખોરી—આ બધું ખુલ્લું પાડવું જરૂરી છે.

કમ્યુનિસ્ટ પાર્ટી અને રાષ્ટ્રીય–સુધારાવાદી–વિરોધકો વચ્ચે કોઇ પણ પ્રકારનો ગઠ્ઠ (બ્લોક) રચવાનો ઇન્કાર કરવો જરૂરી છે; છતાં—મૂડીવાદી વર્ગનાં વિરોધ નિદર્શનોનો ઉપયોગ જનતાની લડતને વિકસાવવામાં થઇ શકતો હોય, અને જો એ વિરોધકો સાથે કરાર કર્યા છતાં એમની સંસ્થાઓ તથા તેમની જનતામાં જેહાદ કરવાની બાબતમાં કમ્યુનિસ્ટ પાર્ટીઓને માથે કોઇ કશી મર્યાદા મુકાતી ન હોય તો, તેમની સાથે કામચલાઉ કરારો કરવામાં તથા ચોક્કસ શાહી-વાદ–વિરોધી નિદર્શનો કરવા સંબંધે જુદી જુદી પ્રવૃત્તિઓનું સંકલન કરવામાં વાંધો નથી. અલબત્ત, તેની સાથોસાથ, કમ્યુનિસ્ટોએ મૂડીવાદી રાષ્ટ્રવાદ સામે અને કામદાર આંદોલનમાંની તેની નાનીશી અસરો સામે કેવી અણથંભી રીતે વિચારસરણીની દૃષ્ટિએ અને રાજકીય રીતે લડવું, એ જાણવું પણ જરૂરી છે. આવા દાખલાઓમાં કમ્યુનિસ્ટ પાર્ટીએ પોતાની સંપૂર્ણ રાજકીય સ્વતંત્રતા સાચવી રાખવા અંગે તથા પોતાના સ્વરૂપને તદ્દન સ્પષ્ટ કરવા અંગે જ નહિ પણ, હકીકતોના ધોરણે, જે શ્રમજીવી જનતા હજી મૂડીવાદી વિરોધકોની અસરમાં હોય તેમની આંખો ઉઘાડવા અંગે ય વિશેષ કાળજી રાખવી જરૂરી છે. આ રસ્તે જનતા આ વિરોધકોનું વાહિયાતપણું તથા તેઓ જે મૂડીવાદી–લોકશાહી ભ્રમો ફેલાવી રહ્યા છે તેનો ભય પણ જોઇ શકશે.

## કમ્યુનિસ્ટ સ્વતંત્રતાની આવશ્યકતા

૨૪. રાષ્ટ્રીય મૂડીવાદી વર્ગના મોટા પક્ષોની મુખ્ય વલણોનો ખોટો અંદાજ આંકવાને કારણે મધ્યમવર્ગી પક્ષોના સ્વરૂપ અને તેમના ફાળાનો પણ ખોટો અંદાજ થવાનો ભય જાગે છે. આ પક્ષો, સાધારણતઃ શરૂમાં રાષ્ટ્રીય ક્રાંતિકારી હોય છે, તેમાંથી રાષ્ટ્રીય–સુધારાવાદી તરીકે વિકાસ પામે છે. ચીનમાંના સુનયાત સેનનો વાદ, હિંદમાંનો ગાંધીવાદ, તથા ઇન્ડોનેશિયામાંનો સારેકાત ઇસ્લામ–આ ત્રણે મૂળમાં ઉદ્દામ–મધ્યમવર્ગી વિચારણસરણીનાં આંદોલનો હતાં; પાછળથી મોટા મૂડીવાદી વર્ગની તેમની સેવાઓને કારણે તેઓ મૂડીવાદી રાષ્ટ્રીય–સુધારા-વાદી આંદોલનોમાં પરિણમ્યાં. આ પછી હિંદ, ઇજીપ્ત અને ઇન્ડોનેશિયામાં જુદા જુદા મધ્યમવર્ગી જૂથોમાંથી એક ઉદ્દામ પાંખ ઉભી થઇ (દા. ત. રિપબ્લિકન પાર્ટી, વતનવાદી, સારેકાત રૈયત), જેનું રાજકારણ વધતે ઓછે અંશે સતત રાષ્ટ્રીય-ક્રાંતિકારી દ્રષ્ટિનું રહ્યું.

હિંદ જેવા દેશમાં બીજા એવા જ ઉદ્દામ મધ્યમવર્ગી પક્ષો અને જૂથો પેદા થાય એ પણ સંભવિત છે. પરંતુ એ હકીકત જરા ય ભુલાઈ જવી ન

જોઇએ કે, આ પક્ષો, તત્વતઃ વિચારતાં રાષ્ટ્રીય મૂડીવાદી વર્ગ સાથે જ સંકળાયેલા છે. આ પક્ષોને મોખરે ઉભેલા મધ્યમવર્ગી બુદ્ધિજીવીઓ રાષ્ટ્રીય–ક્રાંતિકારી માંગો આગળ ધરે છે, પણ સાથોસાથ તેઓ તેમના દેશના **મૂડીવાદી વિકાસના** પ્રતિનિધિ તરીકે કેટલે અંશે જાગ્રત હોય એમ પણ દેખાય છે. આમાંના કેટલાંક તત્વો જુદા જુદા પ્રકારના પ્રત્યાઘાતી તરંગી આદર્શોના અનુયાયીઓ બને ખરા; પણ જ્યારે તેમને સામંતવાદ અને શાહીવાદનો સામનો કરવો પડે છે ત્યારે તેઓ મોટા રાષ્ટ્રીય મૂડીવાદી વર્ગથી વિરોધી રીતે, બહારથી સુધારાવાદી નહિ પણ વસાહતી મૂડીવાદી વર્ગના શાહીવાદ વિરોધી હિતો તરીકે, વધતે ઓછે અંશે ક્રાંતિકારી પ્રતિનિધિ તરીકે આગળ આવતા દેખાય છે. જ્યાં લગી દેશની અંદરની ક્રાંતિકારી પ્રક્રિયાનો વિકાસ મૂડીવાદી ક્રાંતિના મૂળભૂત આંતરરાષ્ટ્રીય સવાલોને ચોક્કસ અને ઉગ્ર સ્વરૂપે, એટલે કે ખાસ કરીને ખેત ક્રાંતિની સિદ્ધિના અને કામદાર તથા કિસાન વર્ગની સરમુખત્યારીની સિદ્ધિના સવાલોને મોખરે ન આણે ત્યાં લગી આ પ્રકારનું બને છે. પરંતુ આમ બનવા માંડે કે તરતજ મધ્યમ વર્ગી પક્ષોના ક્રાંતિકારી લક્ષણનો અંત આવે છે. જેવાં કામદાર અને કિસાન વર્ગનાં હિતો, કેવળ સામંતશાહી–શાહીવાદી ગટ્ટની રાજ સત્તા સામે જ નહિ, પણ મૂડીવાદી વર્ગની વર્ગીય રાજસત્તા સામેય કટોકટીની અથડામણમાં આવે છે, ત્યારે આ મધ્યમવર્ગી જૂથો હંમેશની રીત મુજબ રાષ્ટ્રીય–સુધારાવાદી પક્ષોની કક્ષાએ પહોંચી જાય છે.

એ વાત અતિશય મહત્વની છે કે, આ દેશોમાંની કમ્યુનિસ્ટ પાર્ટીઓએ છેક શરૂઆતથી પોતાની જાતને તમામ મધ્યમ વર્ગી જૂથો અને પક્ષોથી રાજકીય અને સંસ્થાગત રીતે **અત્યંત સ્પષ્ટ સ્વરૂપે અળગી પાડી દેવી જોઇએ.** ક્રાંતિકારી લડતને લક્ષમાં રાખી જરૂર મુજબ કામચલાઉ સહકાર કરવામાં વાંધો ન હોય, અને કેટલાક સંજોગોમાં તો કમ્યુનિસ્ટ પાર્ટી અને રાષ્ટ્રીય-ક્રાંતિકારી આંદોલન વચ્ચે કામચલાઉ એકતા કરવાનું વ્યાજબી ગણાય જો ખરેખર આ રાષ્ટ્રીય આંદોલન ક્રાંતિકારી હોય, જો તે ખરેખર રાજકર્તા સત્તા સામે ઝઝુમતું હોય, અને વિશાળ આમ જનતા તથા કિસાનોને ક્રાંતિકારી રીતે તાલિમ આપવાના અને સંગઠિત કરવાના કમ્યુનિસ્ટોના માર્ગમાં તેમના પ્રતિનિધિઓ કોઈ રૂકાવટો ઉભી ન કરતા હોય તો. આવા પ્રત્યેક સહકાર વખતે, એ બાબતની અત્યંત કાળજી લેવી જરૂરી છે કે, આ સહકારનું સ્વરૂપ એવું ન બને કે જેથી કમ્યુનિસ્ટ આંદોલન મૂડીવાદી–ક્રાંતિકારી આંદોલન સાથે તદ્રૂપ બની જાય. તમામ સંજોગોમાં કોઇ પણ પ્રકારની શરત વિના કમ્યુનિસ્ટ આંદોલને

કામદાર વર્ગની હિલચાલ અંગેની તથા જેહાદો, સંગઠન અને નિદર્શનો અંગેની પોતાની સ્વતંત્રતા જાળવી રાખવી જ જોઇએ. કમ્યુનિસ્ટ પાર્ટીઓનું એ કર્તવ્ય છે કે તે મધ્યમ વર્ગી જૂથોનાં ઢચુપચુપણાંની તથા તેમની અધુરાદિલીની ટીકા કરે; આ વર્ગોમાં ઢચુપચુપણાનો પહેલાંથી ખ્યાલ રાખે; આ માટેની તૈયારી રાખે તથા સાથોસાથ આ થરોની જે કાંઇ ક્રાંતિકારી શકયતાઓ હોય તેમનો પૂરો ઉપયોગ કરે; કામદાર વર્ગ ઉપરની મધ્યમવર્ગી અસર સામે સતત લડત ચાલુ રાખે; મધ્યમ વર્ગી પક્ષોની અસરમાંથી વિશાળ કિસાન જનતાને મુક્ત કરવા તમામ પ્રયાસો આદરે; અને આ મધ્યમ વર્ગી પક્ષોના હાથમાંથી કિસાનો ઉપરની નેતાગીરીની લગામ જીતી લે.

## ક્રાંતિકારી આંદોલનનો વિકાસ

**૨૫.** હિંદ અને ઇજીપ્ત વગેરેનું ક્રાંતિકારી આંદોલન કેટલી ઝડપે ચીનની પકવતાની કક્ષાએ પહોંચશે તેનો આધાર મુખ્યત્વે આ દેશોમાં જબ્બર ક્રાંતિકારી જુવાળ કેટલો જલદી ઉછળે છે એના ઉપર છે. જો સારો એવો સમય વીતી જશે તો ક્રાંતિનાં પ્રત્યેક બળોની રાજકીય અને સંગઠનાત્મક પકવતા હવે પછી ક્રમશ: અને પ્રમાણમાં ધીમી ગતિએ આગળ વધશે. જો, આવતો ક્રાંતિકારી જુવાળ જલદી ઉછાળો લેશે, તો આંદોલન પણ વધુ ઝડપે ઘણી ઉંચી કક્ષાની પકવતાએ પહોંચી જશે. અસામાન્ય અનુકૂળ સંજોગોમાં એ વાત કાંઇ છેક જ અસંભવિત નથી કે એક જ પ્રચંડ ફલાંગ ભરીને ક્રાંતિ કામદાર અને કિસાન વર્ગના હાથમાં સત્તા ધરી દઈ શકે. વળી એ પણ શકય છે કે, એક તબક્કામાંથી ક્રાંતિ બીજા વધુ પકવ તબક્કામાં પહોંચતાં ઘણો લાંબો સમય લે અને વચ્ચે વચ્ચે ઘણી બધી દખલો આવ્યા કરે—એમાં ય જો આવતો ક્રાંતિનો ઉછાળો ખૂબ ઉંચી ટોચે ન પહોંચે, અને જો લાંબો સમય ન ટકે તો આ વાત વિશેષ સંભવિત છે. એટલે કે, આ દરેક વખતે **નક્કર** પરિસ્થિતિને અત્યંત વિગતવાર પૃથક્કરણની ચકાસણીએ ચઢાવવી આવશ્યક છે.

ક્રાંતિ એક તબક્કામાંથી બીજા વધુ ઉંચા તબક્કામાં તત્કાળ પહોંચી જાય તે માટે નીચેના મુદ્દાઓ નિર્ણાયક મહત્વ ધરાવે છે: (૧) આંદોલનની ક્રાંતિકારી કામદાર વર્ગની નેતાગીરી–એટલે કે તે તે દેશની કમ્યુનિસ્ટ પાર્ટીનો કેટલે અંશે વિકાસ થયો છે તે (કેટલી સભ્ય સંખ્યા છે; તેનું સ્વતંત્ર લક્ષણ શું છે; જાગ્રતિ તથા લડાયક તૈયારી કેટલી છે; તથા આમ જનતા સાથે તેનો સંબંધ કેવોક છે ને તેની ઉપરની તેની પકડ કેટલી છે, અને ટ્રેડ યુનિયન તથા કિસાન આંદોલન

ઉપર તેની અસર કેટલી છે;) (૨) કામદાર વર્ગનો ક્રાંતિકારી અનુભવ તથા તેના સંગઠનની કક્ષા કઇ છે તે; તેવું જ કિસાનો વિશે ય કેટલેક અંશે જાણવું જરૂરી છે. જેટલા પ્રમાણમાં જનતાનો ક્રાંતિકારી અનુભવ, તેટલા પ્રમાણમાં લડતના અનુભવનું મહત્વ સમજવું. સૌથી પહેલાં તો, મૂડીવાદી અને મધ્યમ વર્ગી પક્ષોની અસરમાંથી જનતાની મુક્તિ. ક્રાંતિના પ્રથમ મોટા ઉછાળા માટેની આ પૂર્વ જરૂરિયાતો ગમે તેવા ઉત્તમ સંજોગોમાં પણ, અધુરા પ્રમાણમાં જ હાજર હોય છે; એથી કરીને અસામાન્ય ઊંડી એવી ક્રાંતિકારી કટોકટી તથા અસામાન્ય ઉંચો અને સતત ક્રાંતિકારી જુવાળ મૂડીવાદી—લોકશાહી ક્રાંતિને એક જ ધક્કે સંપૂર્ણ વિજયી કામદાર-કિસાન ક્રાંતિ સુધી પહોંચાડવામાં મદદરૂપ બને છે. આવી શકયતા ખૂબ સહેલાઇથી ઉભી થાય છે—ખાસ કરીને, જ્યારે, દા. ત. સત્તાધારી શાહીવાદ તેની વસાહતની સરહદો બહાર કોઇ લાંબા અને સતત યુદ્ધમાં સંડોવાયેલો હોય ત્યારે.

## ચીની કમ્યુનિસ્ટ પાર્ટી અને ક્રાંતિ

૨૬. ચીનની મૂડીવાદી-લોકશાહી ક્રાંતિનો જે પહેલો તબક્કો હમણાં જ પૂરો થયો છે તે તબક્કામાં જે જીવંત, નક્કર, ઐતિહાસિક વિરોધ વિકાસવાદ વ્યકત થયો છે, તે ખાસ કરીને વસાહતોમાં કામ કરતા કમ્યુનિસ્ટોને કિંમતી અનુભવ આપશે; ખાસ કરીને વસાહતોમાં કમ્યુનિસ્ટ કાર્ય દરમિયાન જે ભૂલો થઇ છે તેમાંથી સાચા નિર્ણયો પર આવવા માટેના ખંતપૂર્વકના અભ્યાસમાં આ અનુભવ ઉપયોગી છે. ચીનમાં ક્રાંતિકારી જુવાળનો ઉછાવ અસામાન્ય રીતે લંબાયો ( બે વરસથી વધુ ), કારણ કે તે લાંબી આંતરિક લડાઇ સાથે સંકળાયેલો હતો. ઉત્તરી ચઢાઇ જંગી શાહીવાદી સત્તાઓ સામે સીધી રીતે ઝીંકાયેલી ન હોઇ, તથા જંગી શાહીવાદી સત્તાઓ પોતાની વચ્ચેની હરીફાઇને કારણે, પહેલાં તબક્કામાં અંશતઃ નિષ્ક્રીય હતી, જ્યારે રાષ્ટ્રીય આંદોલનની મૂડીવાદી નેતાગીરીએ કેટલાંક વર્ષો સુધી કેન્ટોન પોતાના હાથમાં રાખ્યું હતું (જો કે અમુક પ્રદેશો ) તથા તેની પૂંઠે કેન્દ્રિત લશ્કરી તાકાત હતી, એથી કરીને આ અપવાદરૂપ દાખલામાં મોટા ભાગના મૂડીદારી વર્ગે શરૂઆતમાં રાષ્ટ્રીય-મુકિતની લડાઇને પોતાના જ ખાસ કામ તરીકે જોવા માંડયું હતું. કોમિંગટાંગમાં એમણે આગળ પડતો ભાગ ભજવેલો હોઇ થોડાક જ સમયમાં તે પક્ષ રાષ્ટ્રીય ક્રાંતિકારી આંદોલનને મોખરે આવી ઉભો; આમાંથી આગળ જતાં ક્રાંતિ માટે અત્યંત મોટો ભય ઉભો થયો.

બીજી બાજૂ, ચીનની અનેક વિશેષતાઓમાં એ એક હકીકત ગણનાપાત્ર છે કે ત્યાંનો કામદાર વર્ગ ત્યાંના મૂડીવાદી વર્ગ કરતાં વધુ મજબૂત હતો—આ સ્થિતિ બીજા દેશોમાં નથી હોતી. એ વાત સાચી છે કે એનું સંગઠન નિર્બળ હતું, પણ ક્રાંતિકારી જુવાળ ઉંચો ચઢ્યો તે દરમિયાન કામદાર સંગઠન ખૂબ ઝડપે આગળ વધ્યું. કમ્યુનિસ્ટ પાર્ટી પણ એક નાનકડું જૂથ મટીને ૬૦,૦૦૦ સભ્યોની એક પાર્ટી તરીકે ટૂંકા સમયમાં આગળ આવી; તથા કામદારોમાં ઘણી વધુ વિશાળ અસર ધરાવતી થઇ. સ્વાભાવિક રીતે જ આ સ્થિતિમાં ઘણા મૂડીવાદી તત્વો સુદ્ધાં પાર્ટીમાં દાખલ થયાં. પાર્ટી ક્રાંતિકારી અનુભવમાં ઉણપ ધરાવતી હતી, અને એથી ય વધુ તો બોલ્શેવિઝમની પ્રણાલીની તેનામાં ઉણપ હતી. શરૂઆતમાં તેની નેતાગીરીમાં ડામાડોળ તત્વો ઉપર આવ્યાં. આ તત્વો હજી ઘણે ઓછે અંશે મધ્યમવર્ગી-તકવાદી વલણોમાંથી બહાર નીકળ્યાં હતાં, તથા કમ્યુનિસ્ટ પાર્ટીના સ્વતંત્ર કર્તવ્યો અને ફાળાનો બહુ જ અપૂરતો ખ્યાલ ધરાવતાં હતાં અને તેઓ ખેત-ક્રાંતિના કોઈ પણ નિર્ણાયક વિકાસની સામે પડ્યાં.

રાષ્ટ્રીય ક્રાંતિના અગ્રણી પક્ષ-કોમિન્ટાંગમાં કમ્યુનિસ્ટો થોડા સમય માટે દાખલ થયા તે, તે વખતની લડત અને પરિસ્થિતિની જરૂરિયાતને અનુરૂપ હતું; તથા આ પક્ષને અનુસરી રહેલા શ્રમજીવીઓના સારા એવા વિશાળ આમ સમૂહમાં કમ્યુનિસ્ટોએ કામ કરવા માટે પણ તે અનિવાર્ય હતું. વધુમાં આથી શરૂઆતમાં તો, ચીનની કમ્યુનિસ્ટ પાર્ટીને કોમિન્ટાંગ સરકારના હાથ નીચેના પ્રદેશોમાંના કામદાર અને કિસાનોમાં તથા રાષ્ટ્રીય ફોજના સૈનિકો અને તેમનાં સંગઠનોમાં સ્વતંત્ર રીતે કામ કરવાની શકયતા મળી ગઇ. એ વખતે પાર્ટી તેનો જેટલો ઉપયોગ કરી શકી તેના કરતાં વધુ શકયતાઓ પાર્ટીને મળેલી હતી. એ દિવસોમાં પાર્ટીએ કામદાર વર્ગ તરીકેનું પોતાનું સ્થાન કેવી રીતે સુનયાત સેનના વાદથી તથા બીજાં મધ્યમવર્ગી વલણોથી જુદું છે તે જોઇએ તેટલી પૂરતી કાળજીપૂર્વક જનતાને સમજાવ્યું નહિ.

કોમિન્ટાંગના અનુયાયીઓમાં કમ્યુનિસ્ટોએ કોઇ સ્વતંત્ર નીતિ રજુ કરી નહિ; અને આવા કોઇ અનિવાર્ય ગઠ્ઠમાં કમ્યુનિસ્ટોએ મૂડીવાદી તત્વો સામે બિનશરતી ટીકાત્મક રહેવું જોઇએ તથા એક સ્વતંત્ર બળ તરીકે જ બહાર પડવું જોઇએ, એ આખી વાત જ છોડી દીધી. રાષ્ટ્રીય-મૂડીવાદી વર્ગના અને મૂડીવાદી લોકશાહી રાષ્ટ્રવાદના ઢચુપચુપણાને ખુલ્લા પાડવાનું કાર્ય જ્યારે કમ્યુનિસ્ટ પાર્ટીનું એક અતિ મહત્વનું કાર્ય બનવું જોઇતું હતું ત્યારે જ તેમણે તેના ભણી બેદરકારી

કરી. અને જેમ જેમ રાષ્ટ્રીય સૈન્ય આગળ વધતું ગયુ તેમ તેમ કોમિન્ટાંગમાં અનિવાર્ય એવી ફાટફૂટ થઈ; પરંતુ ચીની કમ્યુનિસ્ટ પાર્ટીની નેતાગીરીએ આવે વખતે ભંગાણ પડે તો કેવી રીતે વર્તવું તેની, તથા પોતાની સ્વતંત્ર સ્થિતિની બાંહેધરી માટે કોઇ કશી તૈયાર કરી નહિ. વળી કોમિન્ટાંગનો સામનો કરી શકે એવા ક્રાંતિકારી કામદાર-કિસાનોને એક સ્વતંત્ર લડાયક ગઢમાં એકત્ર કરવાનું કામ પણ તેણે કર્યું નહિ.

આથી જ તો, જ્યારે મૂડીવાદી પ્રતિ ક્રાંતિકારી ચાંગ કાઇ શેંકે કાવતરાંખોર ચઢાઈ કરી ત્યારે ક્રાંતિકારી કામદાર વર્ગ તદ્દન બિનતૈયાર દેખાયો; અને તેના અનુયાયીઓ ભારે ગોટાળામાં પડી ગયા. વળી, એ વખતે ય કમ્યુનિસ્ટ પાર્ટીની નેતાગીરીએ ક્રાંતિ એક તબક્કામાંથી બીજામાં જે રીતે જઈ રહી હતી એનો વિકાસ ખોટી રીતે સમજવાને કારણે આ કાવતરાંખોર ચઢાઇ પછી પોતાની નીતિમાં જે યોગ્ય પલટો કરવો જોઇએ તે કર્યો નહિ. કોમિન્ટાંગની મધ્યમવર્ગી નેતાગીરીની જહાલ પાંખ થોડાક સમય માટે કમ્યુનિસ્ટ પાર્ટીની સાથે રહી; અને પરિણામે પ્રાદેશિક રીતે ભાગલા પડયા; નાનકિંગ અને વુહાન એવી બે સરકારો અસ્તિત્વમાં આવી. પરંતુ કમ્યુનિસ્ટ પાર્ટીએ વુહાનમાં સુદ્ધાં અગ્રણી સ્થાન મેળવ્યું નહિં. વુહાન પ્રદેશમાં ત્યાર બાદ તરત જ બીજો તબક્કો શરૂ થયો. આ તબક્કામાં બીજી કેટલીક વસ્તુઓ સાથે એક એ લક્ષણ પણ હતું કે, એક બાજુ કમજોર અને હજી અચોક્કસ એવી બેવડી સત્તાનાં તત્વો હયાત હતાં (ગામડાંમાં સંખ્યાબંધ સત્તાનાં સ્થાનો કિસાન સંઘોએ કબજે કર્યાં હતાં; તથા 'પ્લેબિયન' સત્તાના સવાલનો સ્વતંત્ર ઉકેલ આણવાની હદે જનતા પ્રયાસો કરતી થઇ ગઇ હતી અને એ રીતે તેણે ટ્રેડ યુનિયનોનાં કામોમાં ઘણો વધારો કરી દીધો હતો) તો બીજી બાજુ ક્રાંતિને દગો દેનાર મૂડીવાદી વર્ગની પ્રતિનિધિરૂપ નાનકિંગ સરકાર સામે વુહાન સરકારે પોતાની ક્રાંતિકારી લડત જારી રાખી ત્યારે, વુહાન સરકાર સામે પણ ક્રાંતિના સાધન તરીકે સોવિયેત સંગઠનો પેદા થયાં નહોતાં.

આવે વખતે કમ્યુનિસ્ટ પાર્ટીએ ક્રાંતિકારી આમ જનતાનાં સ્વતંત્ર કાર્યોની સીધી રીતે રૂકાવટો કરી; તેણે બળોને એકઠાં કરી વ્યવસ્થિત કરવાના જનતાના કાર્યને સરળ બનવા દીધું નહિ; તેણે જહાલ કોમિન્ટાંગના નેતાઓની દેશમાં અને ફોજમાં જામેલી અસરને તોડી પાડવામાં મદદ કરી નહિ. આ હેતુઓ માટે સરકારમાંની પોતાની ભાગીદારીનો ઉપયોગ કરવાને બદલે એણે એથી ઉલટું કર્યું—આ સરકારની તમામ પ્રવૃત્તિ પર ઢાંકણ ઢાંકયું (પાર્ટીના વ્યક્તિગત મધ્યમ-

વર્ગી અગ્રણી સભ્યો તો એટલી હદે ગયા કે તેમણે વુહાનમાંના કામદાર–ચોકિયાતોનાં શસ્ત્રો સુદ્ધાં છોડાવી દીધાં; અને ચાંગશા ઉપરની શીક્ષાત્મક ચઢાઇને બહાલી આપી !)

આ તકવાદી નીતિના મૂળમાં વુહાન સરકારના મધ્યમવર્ગી નેતાઓ સાથે ભંગાણ ન પડવા દેવાની આશા હતી. પરંતુ હકીકતે આ ભંગાણ માત્ર થોડોજ સમય દૂર ધકેલી શકાયું. જ્યારે આમ જનતાના ઉઠાવોએ રૂદ્ર સ્વરૂપ ધારણ કર્યું ત્યારે વુહાન કોમિન્ટાંગના નેતાઓએ યુદ્ધમાં સામે કિનારે ઉભેલા પોતાના સાથીદારો સાથે જ એકતા કરવા પ્રયાસો આરંભ્યા. કામદારો અને કિસાનોનું ક્રાંતિકારી આંદોલન હજી વિજય માટે પોતાથી થાય એટલું બધું કરતું રહ્યું. આ વખતે ચીની કમ્યુનિસ્ટ પાર્ટીએ પોતાની નીતિ સુધારી નવા પ્રમુખની ચૂંટણી કરી અને ક્રાંતિને મોખરે પોતાનું સ્થાન લીધું. પરંતુ ક્રાંતિકારી જુવાળ ત્યારે નીચે ઓસરી રહ્યો હતો. 'સોવિયેત' સ્થાપવાના સૂત્ર સાથેની વીરતાભરી આમ લડતો માત્ર થોડાક કામચલાઉ વિજયો જ હાંસલ કરી શકી. કેટલાક વ્યક્તિગત સ્થળોએ ખેત–ક્રાંતિનો ઉઠાવ સમયસર વહેલો શરૂ થયો; બાકીના પ્રદેશોમાં તો લાખો પિછાડીના કિસાનોને આગે બઢાવવામાં મોડી પડી. અને ત્યારે પહેલાંની તકવાદી નેતાગીરીની ભૂલોને સ્થાને હવે એથી ઉલટી આંધળિયા યાહોમની અતિ નુકશાનકારક ભૂલો દેખાઇ. કમ્યુનિસ્ટોએ જે ઉઠાવોની તૈયારીઓ કરી તેમાં પણ ભૂલો થયા વિના ન રહી. આ ભારે પરાજયોએ જે ક્રાંતિ દક્ષિણ પ્રદેશમાં બીજી કક્ષામાં —આજની કક્ષાની શરૂઆતના તબક્કામાં દાખલ પણ થઇ ગઇ હતી, તેને વધુ એકવાર પાછી ઠેલી.

## ચીની કમ્યુનિસ્ટ પાર્ટીનાં કર્તવ્યો

૨૭. ચીની રાષ્ટ્રીય મૂડીવાદી વર્ગ સત્તામાં ભાગીદાર બન્યો એ હકીકતને કારણે શાહીવાદીઓ અને લશ્કરવાદીઓના ગટ્ટમાં અંશતઃ ફેરફાર થયો; આ પછી નવો સત્તાધારી ગટ્ટ ક્રાંતિનો મુખ્ય દુશ્મન બને છે. એને ફેંકી દેવા માટે કામદારો અને કિસાનોના નિશ્ચયાત્મક અવામને ક્રાંતિની તરફેણમાં જીતી લેવા જરૂરી છે. તત્કાલિન ભવિષ્ય માટે ચીની કમ્યુનિસ્ટ પાર્ટીને માથે આ મહત્વનું કર્તવ્ય છે. ચીની કામદારોએ અઢળક અનુભવ મેળવ્યો છે. હવે ટ્રેડ યુનિયન આંદોલનને વધુ મજબૂત બનાવવાનું અને તેને ક્રાંતિકારી સ્વરૂપ આપવાનું તથા કમ્યુનિસ્ટ પાર્ટીને વધુ શક્તિશાળી બનાવવાનું કાર્ય મહત્વનું છે. ચીની કિસાનનો કેટલોક હિસ્સો મૂડીવાદી—લોકશાહી ભ્રમણાઓ ક્યારનો વટાવી ગયો છે; અને તેણે

ક્રાંતિકારી લડતમાં સારી એવી પ્રવૃત્તિ પણ શરૂ કરી દીધી છે; પરંતુ ચીનની વિરાટ કિસાન જનતાની આ તો એક માત્ર નજીવી લઘુમતિ છે. એ સાવ સંભવિત છે કે કેટલાક મધ્યમ વર્ગી જૂથો મૂડીવાદી – લોકશાહી – વિરોધ વ્યકત કરીને, મહેનતકશ જનતા ઉપર અસર જમાવવા માટે રાષ્ટ્રીય–સુધારાવાદની (કોમિન્ટાંગની અંદર અથવા બહાર) ભૂમિકા ભજવે. (આ મધ્યમ વર્ગી સુધારાવાદીઓમાં ટાંગપીંગ સાન અને સોશિયલ ડેમોક્રેટિક નેતાઓનો સમાવેશ થાય છે.) આ પ્રયાસોનું કોઇ સંજોગોમાં મહત્વ ઓછું આંકવું ન જોઇએ. આ જૂથોને સાચી કમ્યુનિસ્ટ રીતિનીતિ દ્વારા અળગાં પાડવાનું તથા તેમને ખુલ્લાં પાડવાનું કામ, ચીનમાં આવી રહેલા ક્રાંતિકારી જુવાળના નવા ઉઠાવની આગેવાની લેવામાં કમ્યુનિસ્ટ પાર્ટીને માટે અનિવાર્ય પૂર્વ જરૂરિયાત બની જાય છે. આજને તબક્કે પાર્ટીએ જનતાની અંદર દરેક સ્થળે 'સોવિયેટ'નો ખ્યાલ તથા કામદાર અને કિસાન વર્ગની સરમુખત્યારીનો વિચાર, અને હવે પછી આવનારા આમ જનતાના ક્રાંતિકારી સશસ્ત્ર ઉઠાવની અનિવાર્યતાનો પ્રચાર વહેતો કરવો જોઇએ. કમ્યુનિસ્ટ પાર્ટીએ પોતાની જેહાદોમાં સત્તાધારી ગટ્ટને ઉથલાવી પાડવા ઉપર અને ક્રાંતિકારી નિદર્શનો માટે આમ જનતાને સંગઠિત કરવા અંગે અત્યારથી ભાર મૂકવો શરૂ કરી દેવો જોઇએ. ક્રાંતિના વસ્તુગત સંજોગો, જેમ જેમ પકવ થતા જાય તેમ તેમ, તેમનો સૂક્ષ્મ રીતે અભ્યાસ કરીને તથા જનતાને સંગઠિત કરવાની એકેએક શકયતાનો ઉપયોગ કરીને, કમ્યુનિસ્ટ પાર્ટીએ રાજ્ય સત્તા કબજે કરવા, વિપ્લવનાં સાધનો તરીકે સોવિયેટ—સંગઠનોનો ઉપયોગ કરવા, જમીનદારો તથા મોટા મિલકતદારોની મિલકતો કબજે કરવા તથા પરદેશી શાહીવાદીઓની હકાલપટ્ટી કરી તેમની મિલકતો જપ્ત કરી લેવાને માર્ગે બિલકુલ ડગ્યા વિના સતત રીતે આગળ વધવું જોઇએ.



# ૪: કમ્યુનિસ્ટોનાં તત્કાલ કર્તવ્યો

## વસાહતી દેશોમાંની મુશ્કેલીઓ

૨૮. કમ્યુનિસ્ટ આંતરરાષ્ટ્રીય સામે એક અત્યંત મહત્વનું કર્તવ્ય હોય તો તે આ છે—વસાહતો અને અર્ધ-વસાહતોમાં **કમ્યુનિસ્ટ પાર્ટીઓનું ઘડતર અને વિકાસ કરવો.** વસ્તુગત ક્રાંતિકારી પરિસ્થિતિ અને આત્મગત

બળોની નબળાઇ એ બે વચ્ચે જે બેશુમાર મેળ નથી તે હાલત દૂર કરવા આ દેશોના ઐતિહાસિક વિકાસ તથા સામાજીક સ્વરૂપમાંથી જન્મેલી પારાવાર વસ્તુગત મુશ્કેલીઓની સામે થઇને આ કાર્ય પાર પાડવાનું છે. આ દેશોમાંની ઔદ્યોગિક વિકાસની કમજોરીને કારણે આ દેશોમાંનો કામદાર વર્ગ પણ બાલ્યાવસ્થામાં છે, અને તેની જનસંખ્યા પ્રમાણમાં નાની છે. વસાહતોમાંનું દમનરાજ, ઉપરથી અજ્ઞાનતા તથા ભાષાઓની વિવિધતા—આ બધાંને કારણે કામદાર વર્ગનો સર્વ-સાધારણ વિકાસ તથા તેમના સંગઠનનું કાર્ય, અને વિશેષતઃ તો કમ્યુનિસ્ટ પાર્ટીનો ઝડપી વિકાસ મુશ્કેલ બની જાય છે. વસાહતી કામદાર વર્ગનાં ખાસ લક્ષણો એ છે કે, એક તો તેમનામાં અસ્થાયીપણું હોય છે તથા તેમાં સ્ત્રીઓ અને બાળકોની સંખ્યાનું પ્રમાણ મોટું હોય છે. ઘણી જગાએ તો ઋતુવાર કામદારોનું પ્રમાણ જ ઘણું મોટું હોય છે, અને કામદાર વર્ગનો મુખ્ય આધાર કહી શકાય તેવા કામદારનો સુદ્ધાં એક પગ ગામડામાં હોય છે. આને કારણે કામદાર વર્ગ અને કિસાનો વચ્ચેના સંબંધની સરળતા થાય છે; પરંતુ એથી કામદાર વર્ગની વર્ગીય જાગૃતિના વિકાસમાં વધુ ને વધુ મુશ્કેલીઓ પેદા થાય છે.

અનુભવે એ વાત બતાવી છે કે, મોટા ભાગના વસાહતી અને અર્ધ-વસાહતી દેશોમાં, આંદોલનના શરૂઆતના તબક્કામાં, પાર્ટી સભ્યોનો મહત્વનો નહિ તો આગળ પડતો હિસ્સો મધ્યમ વર્ગ, અને ખાસ તો, ક્રાંતિ તરફ ઝુકેલો બુદ્ધિજીવી, બહુતઃ વિદ્યાર્થીઓમાંથી ભરતી થયેલો હોય છે. આ તત્વો પાર્ટીમાં દાખલ થાય છે એમાં જરાય નવાઇ પામવા જેવું નથી; કેમકે તેમને પાર્ટી શાહીવાદના સૌથી કટ્ટર દુશ્મન તરીકે દેખાય છે; પરંતુ એની સાથે જ એ વાત પણ છે કે, તેઓ પૂરતા પ્રમાણમાં એ જાણતા હોતા નથી કે, કમ્યુનિસ્ટ પાર્ટી માત્ર શાહીવાદી શોષણ અને દમન સામેની લડતની જ પાર્ટી નથી પરંતુ એ તો, કામદાર વર્ગની પાર્ટી તરીકે, તમામ પ્રકારના શોષણ અને પચાઉગીરી સામે નિશ્ચયાત્મક લડતોની દોરવણી કરનાર પાર્ટી છે. પાર્ટીના અનુયાયીઓમાંના ઘણા ક્રાંતિકારી લડત દરમિયાન, કામદાર વર્ગી દ્રષ્ટિ સુધી પહોંચી જાય છે; જ્યારે બાકીના માટે મધ્યમ વર્ગી મનોભાવો, આનાકાનીઓ અને અર્ધદગ્ધ વિચારસરણીઓ સદંતર છોડી દેવાનું છેક છેલ્લે સુધી ઘણું મુશ્કેલ બનતું હોય છે. પાર્ટીનાં આ તત્વોને ખરી કટોકટીને સમયે રાષ્ટ્રીય મૂડીવાદી વર્ગનું સાચું મૂલ્યાંકન કરવાનું, તથા ખેતક્રાંતિની બાબતમાં કોઇ પણ પ્રકારના ઢચુપચુપણા વિના એકધારી રીતે વર્તવાનું ખૂબ જ મુશ્કેલ જણાય છે. વસાહતી દેશોમાં સોશિયલ ડેમોક્રેટોની પ્રણાલી[૧૪] હોતી નથી; પરંતુ તે જ રીતે ત્યાં માર્કસવાદી પ્રણાલી પણ હોતી નથી.

આપણી આ બાળ—પાર્ટીઓએ લડત દરમિયાન, પાર્ટીને બાંધવાની પ્રક્રિયા દરમિયાન, બોલ્શેવિક પંથે પહોંચવા માટે રાષ્ટ્રીય મધ્યમ વર્ગી વિચારસરણીનાં અવશેષોને મારી હઠાવવાં પડશે.

આ વસ્તુગત મુશ્કેલીઓને કારણે, કમ્યુનિસ્ટ આંતરરાષ્ટ્રીયને માટે, વસાહતો અને અર્ધ-વસાહતોની પાર્ટીઓના ઘડતરના કર્તવ્ય અંગે અત્યંત વિશેષ ધ્યાન આપવાની ફરજ ગંભીર બની જાય છે. આ બાબતમાં ખાસ મોટી જવાબદારી શાહીવાદી દેશોમાંની કમ્યુનિસ્ટ પાર્ટીઓને માથે રહે છે. આ કર્તવ્ય એટલે સાચી રાજકીય નીતિ નક્કી કરવામાં તથા સંગઠન અને જેહાદના ક્ષેત્રમાં અનુભવોનું ચોક્કસ પૃથક્કરણ કરવામાં મદદ કરવી એટલું જ નથી; પણ પાર્ટી સભ્યોને પદ્ધતિસર શિક્ષણ આપવું, ઓછામાં ઓછું અમુક માર્ક્સ—લેનિનવાદી સાહિત્ય પેદા કરવું, અને જુદી જુદી વસાહતોની ભાષાઓમાં તેનું ભાષાંતર કરાવવું; તથા વસાહતો અને અર્ધ વસાહતોના આર્થિક—સામાજિક સમસ્યાઓના અભ્યાસ અને માર્ક્સવાદી પૃથક્કરણ કરવાની બાબતમાં, અને પાર્ટી—પ્રેસ ઉભું કરવાની બાબતમાં સૌથી વધુ સક્રિય સહાય કરવી—આ પણ કર્તવ્યો છે. વસાહતો અને અર્ધ—વસાહતી દેશોમાંની કમ્યુનિસ્ટ પાર્ટીઓ ખુદ કામદાર વર્ગમાંથી પાર્ટી—કાર્યકરોનું જુથ પેદા કરવા પોતાથી થાય તેટલું બધું કરશે જ. આને માટે તેઓ પાર્ટીમાંના બુદ્ધિજીવી સભ્યોનો ઉપયોગ, કાયદે અને ગેરકાયદે પાર્ટી—શાળાઓ અને પ્રચાર—વર્તુળો માટે અવશ્ય કરશે જ, જેથી કરીને અગ્રણી કામદારોને લેનિનવાદની ભાવનાથી તરબોળ બનેલા એવા આવશ્યક પ્રચારકો, જેહાદકારો, વ્યવસ્થાપકો, અને નેતાઓ બનાવવા માટેનું શિક્ષણ આપી શકાય.

વસાહતી દેશોમાંની કમ્યુનિસ્ટ પાર્ટીઓએ, તેમના સભ્યોના સામાજિક ઉદ્‌ગમની (અર્થાત્ તેઓ કયા વર્ગમાંથી આવે છે તે) દૃષ્ટિએ પણ, સાચેસાચ કામદાર વર્ગી પાર્ટીઓ બનવું જોઇએ; ક્રાંતિકારી બુદ્ધિજીવી વર્ગ જે રોજીંદી લડતો અને મોટા ક્રાંતિકારી જંગો દરમિયાન તવાય છે, તેને પોતાની અંદર લઇ લેવા ઉપરાંત, કમ્યુનિસ્ટ પાર્ટીઓએ પોતાનું મુખ્ય ધ્યાન કારખાનાં અને ખાણો, વાહન વ્યવહારના કામદારો તથા જંગી—ખેતરોમાંના અર્ધ—ગુલામોમાં પાર્ટી સંગઠનને મજબુત બનાવવાના કર્તવ્યમાં પરોવવું જોઇએ. જ્યાં જ્યાં મૂડીવાદ કામદાર વર્ગને ભેગા આણે છે, ત્યાં ત્યાં કમ્યુનિસ્ટ પાર્ટીએ પોતાનું કેન્દ્ર બાંધી દેવું જોઇએ—કામદારોના લત્તાઓમાં, કામદારો માટેની કારખાનાંની મોટી બરાકોમાં, અને કામદાર વર્ગની જેહાદથી જેની સખ્ત રીતે રક્ષા થતી આવી છે તેવા

બરાકો જેવા જંગી–ખેતરોમાં સુદ્ધાં આવાં કેન્દ્રો બાંધવા જોઇએ. વળી, નાના હસ્તઉદ્યોગોનાં કારખાનામાંના કારીગરો તથા રાજકર્તા દેશમાંથી આવેલ કામદારોએ એક જ પાર્ટી સંગઠનમાં જોડાવું જોઇએ; તથા ખુલ્લું અને છૂપું કામ કરવા વિષેના યોગ્ય મિશ્રણની બાબતમાં, જુદા જુદા વસાહતી દેશોની પરિસ્થિતિ અનુસાર વડીલ પાર્ટીઓના અનુભવોનો લાભ લેવો જોઇએ. અને એ રીતે, શક્ય હોય ત્યાં લગી, દા. ત. ચીનમાં જે બન્યું તે બનતું અટકાવવું જોઇએ. ચીનમાં પ્રમાણમાં સહેલાઇથી અને કોઇ મોટા આંતરિક સામના વિના પ્રત્યાઘાતના પ્રહારો આગળ વિશાળ આમ–સંગઠનનો તૂટી પડયાં; અને કમ્યુનિસ્ટ પાર્ટી તથા આમજનતા વચ્ચેની કડી સારી પેઠે કમજોર બની ગઇ.

## વસાહતોમાં ટ્રેડ યુનિયન કાર્ય

૨૯. કમ્યુનિસ્ટ પાર્ટીનો વિકાસ કરવાની સાથેસાથ, વસાહતો અને અર્ધ—વસાહતોમાંનાં તત્કાલ સર્વસાધારણ કર્તવ્યોમાં, કમ્યુનિસ્ટોનું સૌથી મહત્વનું કર્તવ્ય ટ્રેડ યુનિયનોમાં કામ કરવાનું છે. બિન સંગઠિત કામદારોનું સંગઠન કરવું–ખાસ તો, ઉદ્યોગોની સૌથી મોટી શાખાઓમાં (ઇજિનેરી, ખાણ, વાહન વ્યવહાર, સૂતર મિલ વગેરે), ચાલુ સંગઠનોને સાચા વર્ગીય ટ્રેડ યુનિયનોનું સ્વરૂપ આપવું, આ સંગઠનોમાં નેતૃત્વ મેળવવા માટે રાષ્ટ્રીય સુધારાવાદી અને પ્રત્યાઘાતી ટ્રેડ યુનિયન નેતાઓ સામે લડત કરવી. ટ્રેડ યુનિયન કાર્યમાં આ બધાંનો સમાવેશ કરવો જોઇએ. બીજા પ્રકારનું કર્તવ્ય એ છે કે, કામદારોમાં આર્થિક હિતોને તથા માલિકો સામેની લડતમાંની કામદારોની તત્કાલ માંગોને ટેકો આપવો; એમાંય ખાસ કરીને તો, હડતાળોની દૃઢ અને સાચી નેતાગીરીમાં તેમને સહાય કરવી. જેમાં કામદારોનો વિશાળ સમૂહ જોડાયેલો હોય તેવા પ્રત્યાઘાતી ટ્રેડ યુનિયનોમાં ક્રાંતિકારી પ્રચાર ચાલુ રાખવાનું કમ્યુનિસ્ટોને માથે ફરજરૂપ છે. જે દેશોમાં, ત્યાંના સંજોગોને કારણે, ખાસ ક્રાંતિકારી ટ્રેડ યુનિયનો બાંધવા જરૂરી હોય (કેમ કે પ્રત્યાઘાતી ટ્રેડ યુનિયન નેતાગીરી બિનસંગઠિત કામદારોનાં સંગઠનોની રુકાવટ કરે છે, ટ્રેડ યુનિયન લોકશાહીની અતિ પ્રાથમિક માંગોને ખતમ કરે છે, અને ટ્રેડ યુનિયનોને હડતાળ–તોડુ સંગઠન બનાવી દે છે) ત્યાં તે બાબતમાં રેડ ઇન્ટરનેશનલ લેબર યુનિયનની નેતાગીરીની સલાહ લેવી જરૂરી છે. વસાહતી દેશોમાં (ચીન, હિંદ, ઉત્તર આફ્રિકા) આમસ્ટર ડામ આંતરરાષ્ટ્રીય* ના કાવાદાવા પ્રત્યે ખાસ ધ્યાન આપવું અને જનતા સમક્ષ તેનું પ્રત્યાઘાતી લક્ષણ ખુલ્લું પાડવું જરૂરી છે. રાજ-

* સોશિયલ ડેમોક્રેટોની બીજી આંતરરાષ્ટ્રીય—અનુ.

કર્તા વર્ગના દેશની કમ્યુનિસ્ટ પાર્ટીને માથે, વસાહતોમાંની ક્રાંતિકારી ટ્રેડ યુનિયન ચળવળને, સલાહ દ્વારા, તથા ત્યાં સ્થાયી સલાહકાર મોકલીને સક્રિય રીતે મદદ કરવાનું કાર્ય ફરજીયાત છે. આ બાબતમાં હજી સુધી લગભગ નહિ જેવું કામ થયું છે.

## કિસાનોમાં કાર્ય

૩૦. જ્યાં જ્યાં કિસાન સંગઠનો હયાત હોય—પછી તે ગમે તે સ્વરૂપનાં હોય તેની જરાય પરવા કર્યા વિના, પરંતુ જો તે સાચાં આમ સંગઠનો હોય તો—કમ્યુનિસ્ટ પાર્ટીએ તેમાં દાખલ થવા માટે જરૂરી પગલાં લેવાં જોઈએ. પાર્ટીનું એક તત્કાલ કર્તવ્ય એ છે કે કામદાર વર્ગમાં ખેતક્રાંતિની સાચી સમજ રજૂ કરવી; કામદારોને ખેતક્રાંતિનો મહત્વનો અને નિર્ણાયક ફાળો સમજાવવો; તથા પાર્ટી સભ્યોને કિસાનોમાં કેવી રીતે જેહાદ, પ્રચાર, અને સંગઠન કાર્ય કરવું તેનાથી પરિચિત કરવા. દરેક પાર્ટી સંગઠનની એ ફરજ છે કે, તે પોતાના પ્રદેશમાંની ખેત–પરિસ્થિતિનો વિશેષ અભ્યાસ કરે, અને તેને અનુરૂપ કિસાનોની ચાલુ માંગોની યોગ્ય રજૂઆત કરે. કમ્યુનિસ્ટોએ ચાલુ કિસાન આંદોલનને ક્રાંતિકારી સ્વરૂપે પહોંચાડવા માટે દરેક સ્થળે પ્રયાસ કરવા જ જોઈએ. તેમણે નવાં ક્રાંતિકારી કિસાન યુનિયનો તથા કિસાન કમિટીઓ સ્થાપવી જોઈએ; અને તેમની તથા પાર્ટી વચ્ચે નિયમિત કડી સ્થાપવી જરૂરી છે. કામદાર વર્ગ અને કિસાન વચ્ચે લડાયક ગઠ્ઠ સ્થાપવાની તરફેણમાં કિસાન સમૂહોમાં તથા કામદાર વર્ગમાં જોશીલો પ્રચાર કરવો આવશ્યક છે.

ખાસ "કામદારો અને કિસાનોની પાર્ટીઓ"–ગમે તેટલાં ક્રાંતિકારી લક્ષણ એમનામાં હોય, પણ તેઓ ચોક્કસ સમયે ઘણી સહેલાઈથી સાધારણ મધ્યમ વર્ગી પાર્ટીઓ બની જવાની; એને કારણે કમ્યુનિસ્ટોને આવી પાર્ટીઓ રચવાની ભલામણ કરવામાં આવતી નથી. કમ્યુનિસ્ટ પાર્ટી પોતાનું સંગઠન બે વર્ગોની એકમયતાના પાયા ઉપર કદી બાંધી શકે નહિ; અને એ જ રીતે, તે એના ધોરણે બીજી પાર્ટીઓ રચવાનું પોતાનું કર્તવ્ય લેખી શકે નહિ, કેમકે એ પાયો મધ્યમ વર્ગી જુથોનું વિશિષ્ટ લક્ષણ છે. કામદારો અને કિસાનોના આમ-સમૂહનો લડાયક ગઠ્ઠ પોતાના હેતુઓ માટે ક્રાંતિકારી કિસાન યુનિયનો (અથવા તેમની કમિટીઓ) અને ટ્રેડ યુનિયનોની સંયુક્ત પરિષદો યા કોંગ્રેસો અવારનવાર બોલાવી શકે છે; અમુક સંજોગોમાં ક્રાંતિકારી સક્રિય કમિટીઓ ઉભી કરવી પણ જરૂરી જણાય, જે વિવિધ આમ પ્રવૃત્તિઓને મોખરે ઉભેલી કામદાર કિસાનોનાં

સંગઠનોની પ્રવૃત્તિનું સંકલન કરે. છેલ્લે, ક્રાંતિ દરમિયાન કમ્યુનિસ્ટ પાર્ટીનાં મૂળભૂત કર્તવ્યોમાંનું એક એ છે કે, કામદારો અને કિસાન પ્રતિનિધિઓની ચુંટાયેલી સોવિયેટો ઉભી કરવા ઉત્તેજન આપવું. તમામ સંજોગોમાં કમ્યુનિસ્ટ પાર્ટી નીચેનાં ત્રણ કર્તવ્યો પૂરાં કરવા બંધાયેલી છે: કિસાન આંદોલન ઉપર નિર્ણાયક અસર પાડવી; (૨) કિસાન આંદોલનની નેતાગીરીના કર્તવ્યને મોટે ભાગે સરળ બનાવે તેવા કામદારો અને કિસાનો વચ્ચેનાં સંગઠન–સ્વરૂપો શોધી કાઢી તેમને અમલમાં આણવાં; અને (૩) આ સ્વરૂપો લડત અને સત્તાનાં સાધન સમી સોવિયેટોનું સ્વરૂપ ધારણ કરે તેને માટે પૂર્વ–જરૂરિયાતો પેદા કરવી.

## વસાહતોમાં યુવકો

**૩૧.** વસાહતી દેશોમાં કામદાર યુવકો વિશેષ યાતનાઓ સહેતા હોય છે: અને જૂના મૂડીવાદી દેશો કરતાં વસાહતી દેશોમાં કામદાર વર્ગમાં યુવકનું પ્રમાણ વધુ ઉંચું હોઇ તે અનુસાર તેનો ફાળો રહે છે. કામદાર યુવકના શોષણ અંગે કોઇ કાયદાની મર્યાદાઓ હોતી નથી; કામના કલાકો અંગે કોઈ કાનુની પ્રતિબંધ હોતો નથી. કામની હાલત અસહ્ય હોય છે, તથા ઉપરથી માલિક અને તેના શિરસ્તેદારોનો અમાનુષી વર્તાવ હોય છે. કિસાન યુવકો માટે કાંઈ આથી સારી હાલત નથી હોતી. વસાહતી દેશોના તમામ ક્રાંતિકારી આંદોલનોમાં કામદાર–કિસાન યુવકો સક્રિય ભાગ લે છે એ કાંઇ વિશેષ નોંધપાત્ર નથી. આ યુવકોમાંથી ચીનમાં કિસાન સેનાઓ અને ક્રાંતિકારી સંગઠનોનો મોટો ભાગ બન્યો હતો; આ યુવકો જપાની વસાહતખોરો સામેની લડતના ગેરિલા સૈન્ય તરીકે કામે લાગ્યા હતા, તથા આ યુવકો જ તો ઇન્ડોનેશિયાના વીર ઉઠાવોમાં ભાગીદાર હતા.

કમ્યુનિસ્ટ યુવક આંતર રાષ્ટ્રીયનું વસાહતોમાં તત્કાલ મહત્વનું કર્તવ્ય કમ્યુનિસ્ટ નેતાગીરી નીચે કામદાર વર્ગી યુવકોનાં ક્રાંતિકારી આમ સંગઠનો, એટલે કે આમ–કમ્યુનિસ્ટ યુવક સંઘો પેદા કરવાનું છે. આ બાબતમાં, યુવક આંદોલનના સાચા કમ્યુનિસ્ટ અગ્રણી દળની તાલિમ એટલી જ મહત્વની છે, જેટલું કમ્યુનિસ્ટ યુવક સંગઠનોનું આમ–સ્વરૂપ અને તેના પાયા રૂપ કામદારવર્ગી–પ્રમાણ મહત્વનું છે. કમ્યુનિસ્ટ યુવક સંઘોનાં અગ્રણી અંગોમાં કામદાર વર્ગી તત્વની મજબૂતી માટે, શ્રમજીવી યુવકની સાથોસાથ કિસાન યુવક આંદોલનમાં ભાગ લેતા ઉત્તમ અને અતિ વફાદાર ક્રાંતિકારી તત્વોને આકર્ષવા ઇચ્છનીય છે. કમ્યુનિસ્ટ યુવક સંઘોમાં બિન–કામદાર વર્ગી થરોમાંથી આમ–ભરતી કરવાનું એટલા પ્રમાણમાં માન્ય થઇ શકે કે જેટલા પ્રમાણમાં આ યુવક સંઘોમાં ખૂબ જ મોટા

પ્રમાણમાં કામદાર વર્ગી યુવકો હોય; અને તેની દૃઢ કમ્યુનિસ્ટ નેતાગીરી હોય.

કમ્યુનિસ્ટ પાર્ટીની તમામ લડતોમાં ભાગ લેવાની સાથોસાથ, કમ્યુનિસ્ટ યુવક સંગઠને બે પ્રયાસોથી દૂર રહેવાનું છે. એક તો, કામદાર વર્ગની નેતાગીરી અંગે પાર્ટીની જગાએ પોતે ઠસી જવું (આને નેતા–વૃત્તિ કહેવામાં આવે છે); તથા બીજું એ કે, યુવક કમ્યુનિસ્ટ આંદોલનની આવશ્યકતાનો ઇન્કાર કરતી આત્મ-ઘાતી વૃત્તિ તથા કમ્યુનિસ્ટ યુવક સંગઠનને વિદ્યાર્થી સંગઠનના જેવું અથવા બીજા સાધારણ અનિશ્ચિત યુવક સંગઠનોનું સ્વરૂપ આપી દેવું.

વસાહતોમાંના જુવાન કમ્યુનિસ્ટ સંઘવાદીઓએ કામદારો કિસાનો અને ક્રાંતિકારી આંદોલનોમાં ભાગ લેતા વિશાળ યુવક સમૂહોને જીતી લેવા માટે, રાષ્ટ્રીય–સુધારાવાદી અને બનાવટી–ક્રાંતિકારી વલણોની અસરમાંથી તેમને મુક્ત કરવા માટે, સહાયકારી અને (જુવાન કમ્યુનિસ્ટ સંઘને અંગે) કાનુની સંગઠનની પદ્ધતિનો ઉપયોગ પણ કરવો જ જોઇએ. આ બંને સંગઠનોનું ક્રાંતિકારી કાર્યક્રમના પાયા ઉપર ઘડતર કરી, કમ્યુનિસ્ટ પાર્ટી તથા જુવાન કમ્યુનિસ્ટ સંઘ માટે નેતાગીરી પ્રાપ્ત કરવી જોઇએ.

જુવાન કમ્યુનિસ્ટ સંઘે હયાત સંગઠનોમાં એવી રીતે કાર્ય કરવું જોઇએ કે જેથી કરીને તેમને ક્રાંતિકારી પ્રવૃત્તિમાં ખેંચી શકાય તથા એ સંગઠનોમાં અસર અને નેતૃત્વ જમાવી શકાય. આ બધા સંગઠનોનો ઉપયોગ કરતાં, અને જુવાન કામદારોના આમ સમૂહને ક્રાંતિકારી લડતમાં ખેંચી આણતાં, જુવાન કમ્યુનિસ્ટ સંઘોએ પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ ગુમાવવું ન જોઈએ; તથા પોતાનું તત્કાલ કાર્ય ઓછું ન કરી નાખવું જોઇએ. કમ્યુનિસ્ટ યુવકનું લક્ષણ ગુમાવી દેવામાં તથા તેને પરિણામે ક્રાંતિકારી યુવક આંદોલન ઉપરની નેતાગીરી ગુમાવી દેવામાં ભારે ભય રહેલો છે. આથી સહાયકારી મંડળોનો ઉપયોગ કરીને, તેમનો વિકાસ કરીને તથા તેમાં કામ કરીને, અને શ્રમજીવી યુવકોના આમ સમૂહ સમક્ષ ખુલ્લે ખુલ્લી રીતે કામ કરીને તથા આમ સંગઠનોનાં ઉત્તમ તત્વોને જુવાન કમ્યુનિસ્ટ સંઘની હરોળમાં આકર્ષીને જુવાન કમ્યુનિસ્ટ સંઘે પોતાના તત્કાલ કાર્યને વધુ મજબૂત બનાવવું જોઇએ; આ સંખ્યાબંધ સંગઠનોમાં ટ્રેડ યુનિયન તથા કિસાન સંઘો, શ્રમજીવી યુવક સંઘો, ફોજ–વિરોધી યુનિયનો, વ્યાયામ–રમત મંડળો, સ્થાનિક સંઘો વગેરેના યુવક વિભાગોની ગણત્રી કરવી જોઇએ.

કમ્યુનિસ્ટ આંતરરાષ્ટ્રીયની છઠ્ઠી કોંગ્રેસ વસાહતોમાંની તમામ કમ્યુનિસ્ટ પાર્ટીઓ માટે એ વાત ફરજીયાત લેખે છે કે, તેમણે કમ્યુનિસ્ટ યુવક આંદોલનના

સર્જન અને વિકાસમાં બનતી બધી મદદ આપવી; અને મહેનતકશ યુવક વર્ગનાં હિતો પરત્વેની બેદરકારી, તથા શોષિત જુવાન કામદારોની હાલતમાં સુધારા કરવા માટેની માગણીની લડતમાં ભાગ લેવાની નારાજી—આ બે સ્વરૂપે કામદાર વર્ગ અને ટ્રેડ યુનિયનોમાં જે ગલત ઝોક વ્યકત થાય છે તે ગલત ઝોક તથા પછાત દૃષ્ટિ સામે કમ્યુનિસ્ટ પાર્ટીઓએ લડત કરવી જોઈએ.

## સ્ત્રીઓ અને બાળકોની હાલત

૩૨. વસાહતી દેશોમાં સ્ત્રીઓ અને બાળકોની મહેનતનું શોષણ વિશેષ કરીને વિશાળ પ્રમાણુ અને લૂંટણિયાં સ્વરૂપો ધારણ કરે છે. અત્યંત રાંક ભૂખમરાના પગારો, અસહ્ય લાંબા કામના કલાકો, જંગી ખેતરોમાં ગુલામીની દશામાં સ્ત્રી અને બાળકોની પાસેથી કામ લેવા માટે કેટલાક પ્રદેશોમાં તેમનો ઉપયોગ, કામદાર લત્તાઓમાં જેલ જેવું જીવન, જંગલી અને બેહુદી રીતભાત,—સ્ત્રી અને બાળકોની મજૂરીની દશા આ પ્રકારની હોય છે. સાથો સાથ, મૂડીવાદી વર્ગ તથા મિશનરીઓ, જેમની પાસે પૂરતા પ્રમાણમાં પૈસાની છૂટ હોય છે, તેમના તરફથી કામદાર વર્ગી સ્ત્રીઓમાં વિશાળ પાયા પર પ્રત્યાઘાતી પ્રવૃત્તિ ચલાવવામાં આવે છે. પરંતુ વસાહતોની સ્ત્રી કામદારો, ભયંકર હતાશામાંથી ક્રમશઃ વર્ગ—જાગ્રત બને છે, ક્રાંતિકારી પંથે પ્રયાણ કરે છે, અને નિર્ણાયક રીતે તથા હિંમતભેર વસાહતી કામદાર વર્ગની લડતી હરોળમાં દાખલ થઇ જાય છે. ક્રાંતિના બનાવો (સ્ત્રી કામદારોની આમ હડતાળો, સ્ત્રી કામદારોની વીરતાનાં વ્યકિતગત કાર્યો, ગેરિલા યોદ્ધાઓમાં કિસાન સ્ત્રીઓની ભરતી વગેરે દરમિયાન ચીની શ્રમજીવી સ્ત્રીઓએ કુરબાનીભર્યો જે ભાગ ભજવ્યો હતો તેમાં આ વાત સાવ તરી આવે છે.) વસાહતો અને અર્ધ વસાહતોમાંની કમ્યુનિસ્ટ પાર્ટીઓએ આ થરોમાં કામ કરવા અંગે ઘણું ધ્યાન આપવું જોઇએ; ખાસ કરીને તો, જ્યાં સ્ત્રી—મજૂરો મુખ્ય હોય તેવા ધંધાઓમાંની સ્ત્રીઓને ટ્રેડ યુનિયન સંગઠનોમાં ખેંચવી જોઇએ; અને તેમનામાંની સર્વોત્તમ સ્ત્રીઓને કમ્યુનિસ્ટ પાર્ટીમાં આણવી જોઇએ. દુશ્મન—સંગઠનોની અસર સામેની લડત લડતાં, શ્રમજીવી સ્ત્રીઓને જીતી લેવા માટે પાર્ટીએ પોતાથી બને તેવા મૌખિક લેખી કાનુની અને ગેરકાનુની તમામ પ્રચાર—જેહાદનાં સાધનોનો ઉપયોગ કરવો જોઇએ.

આ સર્વ સાધારણ કર્તવ્યોની સાથોસાથ, જુદી જુદી વસાહતોમાંની કમ્યુનિસ્ટ પાર્ટીઓને માથે અનેક વિશેષ કર્તવ્યો હોય છે. આ કર્તવ્યોનો આધાર દરેક દેશની વિશિષ્ટ સામાજીક—આર્થિક—બાંધણી અને રાજકીય પરિસ્થિતિ ઉપર રહે છે.

જુદી જુદી કમ્યુનિસ્ટ પાર્ટીઓને તેમનાં કાર્યની નક્કર યોજનાનાં સમસ્ત કર્તવ્યોની ભલામણ કરતાં, કોંગ્રેસ કેટલાંક અતિ મહત્વનાં તત્કાલ કર્તવ્યોની સૂચના નીચે પ્રમાણે કરે છે.

## ચીન

**૩૩. ચીનમાં** ક્રાંતિનો ભાવિ વિકાસ પાર્ટી સમક્ષ તત્કાલ વ્યવહારુ કર્તવ્ય એ રજૂ કરે છે કે, તેણે મૂડીવાદી—લોકશાહી ક્રાંતિની પૂર્ણતા માટેના તથા શાહીવાદીઓ, જમીનદારો અને રાષ્ટ્રીય મૂડીવાદી વર્ગ–કોમિન્ટાંગની સત્તાને ફેંકી દેવા માટેના એક માત્ર માર્ગ તરીકે સશસ્ત્ર વિપ્લવની તૈયારીઓ કરી તેને પાર પાડવાનું કર્તવ્ય બજાવવું જોઇએ. ચાલુ સંજોગોમાં એટલે કે જ્યારે મૂળભૂત લક્ષણ તરીકે, ચીની જનતાના વિશાળ સમૂહોમાં ક્રાંતિકારી ધબકારનો અભાવ હોય ત્યારે, પાર્ટીની સર્વ સાધારણ નીતિ જનતા માટેની લડતની હોવી જોઇએ. શાહીવાદ વિરોધી આંદોલન મજબૂત બની રહ્યું હોય, હડતાળ–લડતો અને કિસાન પ્રવૃત્તિ ફરીથી પાછી જાગી રહી હોય તેવા સંજોગોમાં, આ નીતિ પાર પાડવા માટે પાર્ટી પાસે નીચે મુજબ અપેક્ષા રહે છે: પાર્ટીનાં મૂળગત સૂત્રોના પાયા પર કામદાર વર્ગને ભેગો કરવા, સદ્ધર બનાવવા અને સંયુક્ત કરવા પાર્ટીએ તેની તમામ શક્તિ કામે લગાડવી જોઈએ; ક્રાંતિકારી ટ્રેડ યુનિયન અને કિસાન સંગઠનોને મજબૂત બનાવવા માટે પારાવાર સંગઠનકાર્ય કરવું જોઇએ; કામદાર વર્ગ અને કિસાનના વિશાળ આમ સમૂહોમાં રોજ–બરોજ આર્થિક અને રાજકીય કાર્ય કરવા તરફ વધુમાં વધુ ધ્યાન આપવું જોઇએ; અને કામદાર વર્ગને ક્રાંતિના આગલા તબક્કાઓના અનુભવો સમજાવવામાં પુષ્કળ શ્રમ લેવો જોઇએ. સાથોસાથ, પાર્ટીએ આમ જનતાને એ વાત સમજાવવી જોઇએ કે, કોમિન્ટાંગ અને ફોજવાદી સત્તાને ફેંકી દીધા વિના, અને સોવિયેતોની નવી રાજસત્તા સર્જ્યા વિના, તેમની હાલતમાં કોઈ ઉદ્દામ સુધારો કરવો, શાહીવાદી વર્ચસ્વને ફગાવી દેવું તથા ખેતક્રાંતિનાં કર્તવ્યોનો ઉકેલ આણવો અશક્ય છે.

પાર્ટીએ કારખાનાંઓમાં કામદારો અને મૂડીવાદીઓ વચ્ચે, ગામડાંઓમાં કિસાનો અને જમીનદારો વચ્ચે, લશ્કરમાં સૈનિકો અને અમલદારો વચ્ચેના દરેક ઘર્ષણનો, ભલે તે ગમે તેટલું નાનું હોય, ઉપયોગ કરવો જોઇએ; અને કામદારો તથા કિસાનોના વિશાળ આમ સમૂહોને સંગઠિત કરવા અર્થે તથા તેમને પાર્ટીની બાજુએ જીતી લેવા માટે આ વર્ગ–ઘર્ષણોને વધુ ઉંડા અને ધારદાર બનાવવા જોઇએ. પાર્ટીએ, રાજકર્તા વર્ગ વિરુદ્ધના આમ જનતાના પ્રજાકીય વિરોધોને

વિશાળ બનાવવા અર્થે ચીની જનતા સામેના આંતરરાષ્ટ્રીય શાહીવાદના તમામ હિંસક પ્રસંગો (આજે જેમણે જુદા જુદા પ્રદેશોના ફોજી કબજાનું રૂપ ધારણ કર્યું છે) નો ઉપયોગ કરવો જોઇએ.

જનતાના હિતની આ લડતના વિજયનો આધાર ઘણે અંશે નીચેની વાતો પર રહેલો છે: પરિસ્થિતિના સાચા અંદાજના પાયા ઉપર રીતિનીતિઓ લાગુ પાડવી; તથા પાર્ટીએ કરેલી અતિ–જહાલ લક્ષણવાળી વલણો અને ભૂલો (આંધળુકિયાં, ફોજી સાહસખોરી, વ્યકિતગત અત્યાચાર) તથા રાષ્ટ્રીય ધારાસભા બોલાવવાની અને કોમિન્ટાંગના આમ આંદોલનને પુનર્જીવન આપવાની માગણી-રૂપે વ્યક્ત થતાં તકવાદી લક્ષણો ખંખેરી નાખવાં.

આની સાથોસાથ, જનતાને ગળે ઉતારવાની અને તેને કેળવવાની પદ્ધતિને સ્થાને ફરજીયાતપણાની અને હુકમો છોડવાની પદ્ધતિ દાખલ કરવાની વલણને પાર્ટીએ શિકસ્ત આપવી જોઇએ; કેમકે આ પદ્ધતિઓ, ક્રૂર વર્ગીય અત્યાચારના હાલના સંજોગોમાં, પાર્ટી અને મહેનતકશ જનતા વચ્ચે ભંગાણનો ભય ઘણો ગંભીર બનાવી મૂકે છે.

આંતરિક પાર્ટી કાર્યના ક્ષેત્રમાં, પાર્ટીએ પ્રત્યાઘાતીઓએ નાશ કરેલ સ્થાનિક પાર્ટી કમિટીઓ અને પાર્ટી કેન્દ્રની પુનર્સ્થાપના કરવા મથવું જ જોઇએ. આ રીતે તેણે પોતાના સભ્યોની વર્ગીય–રચનામાં સુધારો કરવો જોઇએ; અને એમ કરીને, મોટાં કારખાનાં તથા રેલવે કારખાનાંમાંની ઉત્પાદનની મહત્વની શાખાઓમાં પાર્ટી–કેન્દ્ર તૈયાર કરવામાં પોતાનું વિશેષ ધ્યાન એકાગ્ર કરવું જોઇએ. ચીનની કમ્યુનિસ્ટ પાર્ટીએ પોતાનાં ગ્રામ–સંગઠનોમાંના સભ્યોની વર્ગીય રચનાનું નિયંત્રણ કરવા માટે અતિ ગંભીર લક્ષ આપવું જરૂરી છે; જેથી કરીને આ સંગઠનોમાં મૂળગત રીતે કામદારો, અર્ધ–કામદારો અને ગામડાંમાંના ગરીબમાં ગરીબ તત્વોમાંથી ભરતી કરવામાં આવે. પાર્ટીમાં લોકશાહી કેન્દ્રવાદના[૧૫] સિદ્ધાન્તોનો અમલ કરવો જોઇએ; ગેરકાનુની હાલતમાં શકય હોય તેટલે અંશે આંતરિક પાર્ટી–લોકશાહીની બાંહેધરી આપવી જોઇએ; સમસ્યાઓ ઉપર સામુહિક રીતે ચર્ચાઓ અને નિર્ણયો લેવાની સ્થિતિ પર પહોંચી જવું જોઈએ; અને આ બધા ઉપરાંત, પાર્ટીની શિસ્તનો ભંગ કરે યા બિનજવાબદારી વધારે યા અગ્રણી પાર્ટી કેન્દ્રની સત્તાનો નાશ કરે એ પકારની અતિ–લોકશાહી વલણો સામે લડત કરવી જોઈએ.

પાર્ટી સભ્યોનું રાજકીય ધોરણ ઉંચું લાવવા માટે સિદ્ધાન્ત તાલિમનું કાર્ય મજબૂત બનાવવું જરૂરી છે. માર્કસવાદ અને લેનિનવાદનો વ્યવસ્થિત પ્રચાર

કરવો જોઇએ; ચીની ક્રાંતિના આગલા તબક્કાના (વુહાન તબક્કો, કેન્ટોન વિપ્લવ વગેરે) પાઠો અને અનુભવોની પૂરી તલાશી કરવી જોઇએ. મૂડીવાદી—જમીનદારી પ્રતિક્રાંતિના હથિયારરૂપ "ત્રીજા" પક્ષો (તાન પીંગ–સાન, વાંગ સીન–વેઇ)ને અંગે ચીની કમ્યુનિસ્ટ પાર્ટીનું કર્તવ્ય આ છે: એમની સામે નિર્ણાયક લડત જગાવવી, તથા વ્યવહારિક શાહીવાદ વિરોધી અને આમ આંદોલનના જોર પર, સત્તાધારી વર્ગોના દલાલો તરીકેની રાષ્ટ્રીય–સુધારાવાદી પ્રવૃત્તિનો પડદો ચીરી નાખવો.

પાર્ટીએ નીચેના મૂળભૂત સૂત્રોને આધારે જનતાને જીતી લેવી જોઇએ—

(૧) શાહીવાદી આધિપત્યને ફગાવી દેવું.

(૨) પરદેશી ઉદ્યોગો તથા બેન્કોને જપ્ત કરવી.

(૩) દરેક રાષ્ટ્રીયતાના સ્વનિર્ણયના હક્કનો સ્વીકાર કરી સમસ્ત દેશનો સંઘ રચવો.

(૪) ફોજવાદીઓ તથા કોમિન્ટાંગની સત્તાને ફગાવી દેવી.

(૫) કામદારો, કિસાનો અને સિપાહીઓના પ્રતિનિધિઓની સત્તા સ્થાપવી.

(૬) ૮ કલાકના કામનો દિવસ, પગારમાં વધારો, બેકારને મદદ તથા સામાજિક વીમાનો હક્ક.

(૭) મોટા જમીનદારોની તમામ જમીન જપ્ત કરી લેવી અને ખેડૂત તથા સિપાહીને જમીન આપવી.

(૮) તમામ સરકારી, ફોજી તથા સ્થાનિક કર વેરાની નાબુદી; આવકના ધોરણ પર ક્રમશઃ વધતો એક જ વેરો.

(૯) સોવિયેત રશિયા તથા વિશ્વ–કામદાર વર્ગી આંદોલન સાથે એકતા.

## હિંદ

**૩૪. હિંદી** કમ્યુનિસ્ટો સમક્ષ મૂળગત કર્તવ્ય આ છે: દેશની મુક્તિ અર્થે, સામંતવાદનાં તમામ અવશેષોના નાશ માટે, ખેત-ક્રાંતિ માટે, તથા સોવિયેત પ્રજાતંત્રના સ્વરૂપમાં કામદાર વર્ગ અને કિસાનની સરમુખત્યારીની સ્થાપના કરવા માટે બ્રિટિશ શાહીવાદ સામેની લડત; આ કર્તવ્ય માત્ર એક જ રીતે સફળ થઇ શકે— એવી શક્તિશાળી કમ્યુનિસ્ટ પાર્ટી ઉભી થાય, કે જે કામદાર વર્ગ, કિસાનો તથા તમામ શ્રમજીવી આમ જનતાને મોખરે આવી ઉભી રહે અને સામંતી-શાહીવાદી ગઢની સામેની લડતમાં એ સૌનું નેતૃત્વ કરે.

હિંદી કામદાર વર્ગની આજની હડતાળ લડતો, આ કામદાર વર્ગની મૂડીવાદી રાષ્ટ્રવાદથી સ્વતંત્રતા, તથા આ આંદોલનનું અખિલ–હિંદ સ્વરૂપ, ઉદ્યોગોની લગભગ તમામ શાખા પર તેનો ફેલાવો; વળી આ હડતાળો વારંવાર પડે છે, અને ઘણી લાંબી ચાલે છે; ઉપરાંત ભારે મક્કમતા અને ખડતલપણાથી કામદારો તે ચલાવે છે, અને ખુદ કામદારોમાંથી જ હડતાળના નેતાઓ પાકે છે— આ બધું હિંદી કામદાર વર્ગની લડતના ઇતિહાસમાં એક નવો જ તબક્કો બતાવે છે. તથા એ વાત પૂરવાર કરે છે કે, હિંદમાં આમ–કમ્યુનિસ્ટ પાર્ટીના સર્જન માટે આવશ્યક એવી પૂર્વભૂમિકા પાકી ગઇ છે. હિંદી કમ્યુનિસ્ટોનું સૌથી પ્રથમ કર્તવ્ય એ છે કે, તમામ કમ્યુનિસ્ટ જૂથો અને દેશભરમાં વિખરાઇને પડેલા વ્યક્તિગત કમ્યુનિસ્ટોએ એક સ્વતંત્ર અને કેન્દ્રિત પાર્ટી રૂપે ભેગા થઈ જવું જોઇએ. બે વર્ગ (કામદાર અને કિસાન—અનુ.) ના ધોરણે પાર્ટીનું ઘડતર કરવાના સિદ્ધાન્તને ઇન્કારતી વખતે, કમ્યુનિસ્ટોએ પ્રચલિત કામદાર-કિસાનોના પક્ષોના શ્રમજીવી જનતા સાથેના સંબંધોનો ઉપયોગ **પોતાની પાર્ટીને** મજબૂત બનાવવા અર્થે કરવો જોઇએ; અને ત્યારે એ વાત તેમણે ધ્યાનમાં રાખવી જોઇએ કે, માર્કસવાદના સિદ્ધાન્તથી સજ્જ એવી સંગઠિત અને અચળ કમ્યુનિસ્ટ પાર્ટી વિના કામદાર વર્ગી આગેવાની સ્થાપવી શક્ય જ નથી. કમ્યુનિસ્ટ પાર્ટીનું જેહાદ કાર્ય કામદારોની તત્કાળ માગણીઓની લડત સાથે સાંકળી દેવું જ જોઇએ; સાથોસાથ, કમ્યુનિસ્ટ પાર્ટી જે સર્વસાધારણ ઉદ્દેશો રજૂ કરે છે તે તથા તે ઉદ્દેશો પાર પાડવા માટે જે પદ્ધતિઓ અખત્યાર કરે છે તે કામદારોને સમજાવવી જોઇએ. વિવિધ ઉદ્યોગો અને ધંધાઓમાં બીજ–કેન્દ્રો સ્થાપવા અત્યંત આવશ્યક છે; આ બીજ કેન્દ્રોએ કામદાર આંદોલનમાં, હડતાળોના સંચાલન અને સંગઠનમાં તથા રાજકીય નિદર્શનોમાં સક્રિય હિસ્સો લેવો જોઇએ. કમ્યુનિસ્ટ સંગઠનોએ શરૂઆતથી જ કામદારોની હરોળમાંના અગ્રણી પાર્ટી સભ્યોની તાલિમ પ્રત્યે વિશેષ ધ્યાન આપવું જોઇએ.

**ટ્રેડ યુનિયનોમાં,** હિંદી કમ્યુનિસ્ટોએ રાષ્ટ્રીય-સુધારાવાદી નેતાઓને નિર્દય રીતે ખુલ્લા પાડવા જોઇએ; અને ટ્રેડ યુનિયનોને કામદાર વર્ગનાં શુદ્ધ વર્ગીય સંગઠનોનું સ્વરૂપ આપવા માટે તથા અત્યારની સુધારાવાદી નેતાગીરીને સ્થાને કામદારોમાંના જ સ્થિર ક્રાંતિકારી પ્રતિનિધિઓને આણવા માટે નિર્ણાયક લડત ચાલુ રાખવી જોઇએ. બ્રિટિશ શાહીવાદના પ્રતિનિધિઓને અરજ કરીને, તથા કામદાર અને માલિક વચ્ચેના લવાદ માટે "તટસ્થ" કોર્ટો દ્વારા ઝગડાનો નિકાલ લાવવાની પદ્ધતિ જે હિંદી સુધારાવાદીઓને બહુ

પસંદ છે તેનો પડદો ચીરી નાખવો જોઇએ. આ લડતમાં, ટ્રેડ યુનિયન લોકશાહીની તથા કામદારોના હાથમાં ટ્રેડ યુનિયનોનું તંત્ર મૂકવાની માંગ રજૂ કરવી જરૂરી છે. ટ્રેડ યુનિયનોમાં કામ કરવા માટેનાં ઉચ્ચાલન બળો તરીકે કમ્યુનિસ્ટ દળો (ફ્રેકશનો) તથા કમ્યુનિસ્ટોએ સ્થાપેલાં અને તેમની સહાનુભૂતિ ધરાવતાં જૂથો આવશ્યક છે. આજના હડતાળ–જુવાળનો ઉપયોગ **બિન સંગઠિત** કામદારોને સંગઠિત બનાવવા અર્થે કરવો જરૂરી છે. ખાણ કામદારો અને ઇજનેરી કામદારો, જંગી ખેતરો પર કામ કરતા કૂલીઓ અને સર્વ સાધારણત ખેતમજૂરો હિંદી કામદાર વર્ગના સૌથી ઓછા સંગઠિત વિભાગો છે; અને કમ્યુનિસ્ટોએ તેમની પ્રત્યે જરૂરી લક્ષ આપવું આવશ્યક છે.

કમ્યુનિસ્ટોએ હિંદી રાષ્ટ્રીય કોંગ્રેસના રાષ્ટ્રીય સુધારાવાદનો પડદો ચીરી નાખવો જોઇએ. અને સ્વરાજપંથી, તથા ગાંધીવાદીઓ વગેરેનાં શાંતિમય સામનાનાં તમામ શબ્દસૂત્રોનો વિરોધ કરી, તેની સામે, આ દેશમાંથી શાહીવાદીઓની હકાલપટ્ટી કરવાનાં અને દેશની મુક્તિ અર્થેની લડતનાં અણનમ સૂત્રો ઝીંકવા જોઇએ.

**કિસાન વર્ગ** અને કિસાન સંગઠનોની બાબતમાં હિંદી કમ્યુનિસ્ટોનું કર્તવ્ય એ છે કે તેમણે કિસાનોના વિશાળ થરોને ખેત–સમસ્યા અંગેની પાર્ટીની સર્વસાધારણ માગણીઓથી માહેતગાર કરવા જોઇએ; આને માટે પાર્ટીએ અમલમાં મૂકવા માટેનો ખેત–કાર્યક્રમ તૈયાર કરવો જોઇએ.

ગામડાંઓ સાથે સંકળાયેલા હોય તેવા કામદારો દ્વારા તથા સીધી રીતે, કમ્યુનિસ્ટોએ વિભાગીય માંગો માટેની કિસાનોની લડતને ઉત્તેજીત કરવી જોઇએ; તથા લડત દરમિયાન કિસાન સંઘો રચવા જોઇએ. એ વાત પર વિશેષ ધ્યાન આપવું જરૂરી છે કે, નવાં પેદા કરેલાં કિસાન સંગઠનો ગામડાંમાંના શોષક થરોની અસર નીચે જઇ પડતાં નથી, તેની ખાત્રી કરી લેવી. હયાત કિસાન સંગઠનોને નક્કર માંગોનો ચોક્કસ કાર્યક્રમ આપવાનું તથા કિસાનોની પ્રવૃત્તિઓને શહેરોના કામદારોનાં નિદર્શનો દ્વારા ટેકો આપવાનું જરૂરી છે.

એ વાત બિલકુલ યાદ રાખવી જોઈએ કે, કોઇ પણ સંજોગોમાં, કમ્યુનિસ્ટો આમ સંગઠનોમાં કામ કરતા નેતાઓની તકવાદી અને સુધારાવાદી રીતિ નીતિઓની ખુલ્લી ટીકા કરવાનો હક્ક છોડી દઈ શકે નહિ.

## ઈન્ડોનેશિયા

૩૫. **ઈન્ડોનેશિયા**માં ૧૯૨૬ના ઉઠાવને કચડી નાખવામાં આવ્યો, કમ્યુનિસ્ટ પાર્ટીના હજારો સભ્યોની ધરપકડો થઈ યા તેમને દેશનિકાલ કરવામાં

આવ્યા; એણે પાર્ટી હરોળને મોટા પ્રમાણમાં અવ્યવસ્થિત બનાવી. નાશ કરવામાં આવેલ પાર્ટી સંગઠનને ફરીથી બાંધવા માટે પાર્ટીએ કાર્યની નવી પદ્ધતિઓ અખત્યાર કરવી જરૂરી છે. આ પદ્ધતિઓ ડચ શાહીવાદના પોલિસ રાજ્યે પેદા કરેલ ગેરકાનૂની સંજોગોને અનુરૂપ હોવી જોઇએ. જ્યાં શહેરી અને ગામડાંનો કામદાર જમા થયો હોય એવી જગાઓએ, એટલે કે કારખાનાં અને જંગી ખેતરોમાં તમામ પ્રવૃત્તિનું કેન્દ્ર ખસેડવું જોઇએ; વિખેરી નાખવામાં આવેલ ટ્રેડ યુનિયનોની પુનર્રચના કરવી જોઇએ, તથા તેમને કાયદેસર બનાવવા માટે લડત કરવી જોઇએ; કિસાનોની વિભાગીય **વ્યવહારૂ** માંગો તરફ વિશેષ ધ્યાન આપવું જોઇએ; તમામ રાષ્ટ્રીય આમ સંગઠનોમાં કમ્યુનિસ્ટ પાર્ટીએ પોતાનાં ફ્રેકશન સ્થાપીને કામ કરવું જોઇએ, અને તેની આજુબાજુ રાષ્ટ્રીય–ક્રાંતિકારી તત્વોને જમા કરવા જોઇએ; જે ડચ સોશિયલ ડેમોક્રેટો, સરકારના ટેકાનો લાભ લઇ, દેશી કામદાર વર્ગમાં પોતાનો પગદંડો જમાવવા કોશીશ કરે છે તેમની સામે નિર્ણાયક લડત લડવી જોઇએ; વર્ગીય લડતો તથા રાષ્ટ્રીય–ક્રાંતિકારી લડત માટે કેટલાક ચીની કામદારોને જીતી લેવા જોઇએ; અને ચીન તથા હિંદમાંના કમ્યુનિસ્ટ આંદોલનો સાથે કડી સાધવી જોઇએ. ઇન્ડોનેશિયાની કમ્યુનિસ્ટ પાર્ટી સમક્ષ આ કેટલાંક અતિ મહત્વનાં કર્તવ્યો છે.

## કોરિયા

**૩૬. કોરિયા**માં કમ્યુનિસ્ટોએ કામદાર વર્ગની હરોળમાં પોતાનું કાર્ય મજબૂત કરવું જોઇએ, અને કામદાર સંગઠનો તથા કિસાન સંઘોની સર્વસાધારણ પ્રવૃત્તિ વધારવા અને તેને મજબૂત બનાવવાના પ્રયાસોમાં કમ્યુનિસ્ટોએ ટ્રેડ યુનિયનોની પુનર્રચના સાધવા મથવું જોઇએ; જેથી કરીને, આ ટ્રેડ યુનિયનોમાં કામદાર વર્ગના અતિ મહત્વના થરોને ઉમેરી લેવામાં આવે અને આર્થિક લડતને રાજકીય માંગો સાથે વણી લેવામાં આવે. સાથોસાથ, તેમણે લૂંટણિયા વસાહતી તંત્ર નીચે, કિસાનોની વધતી જતી બેહાલીના પરિણામે અતિ વધુ મહત્વ ધારણ કરી રહેલા ખેત–ક્રાંતિના સૂત્ર સાથે રાષ્ટ્રીય મુક્તિની માંગોને સાંકળી દેવી જોઇએ.

જેમાંથી મોટા ધાર્મિક રાષ્ટ્રીય યુનિયનો (ચુન–ડોકયો વગેરે) ઉભાં થયાં છે તે શ્રમજીવી જનતાને રાષ્ટ્રીય સુધારાવાદી નેતાઓની અસરમાંથી છોડાવવા અર્થે ધીરજપૂર્વક ક્રાંતિકારી તાલિમી કાર્ય ચાલુ રાખવું જરૂરી છે. તમામ હયાત આમ–સંગઠનોમાં કમ્યુનિસ્ટ આંદોલન મજબૂત બનાવવું જોઇએ; વ્યક્તિગત સભ્યના પાયા ઉપર સર્વ સાધારણ રાષ્ટ્રીય ક્રાંતિકારી પાર્ટી ઉભી કરવાનો પ્રયાસ

કરવાને બદલે સ્થાનિક કાર્ય કમિટીઓની મદદથી જુદા જુદા રાષ્ટ્રીય ક્રાંતિકારી સંગઠનોની પ્રવૃત્તિઓને સંકલિત કરવાનો અને એકત્ર કરવાનો પ્રયાસ કરવો જોઇએ; જેથી કરીને, હકીકતે, કામદાર વર્ગી કમ્યુનિસ્ટ નેતાગીરી નીચે તમામ ક્રાંતિકારી તત્વોનો ગઢ સરજી શકાય; આમ કરતાં મધ્યમ વર્ગી રાષ્ટ્રવાદીઓની અર્ધદગ્ધતા તથા તેમના ઢચુપચુપણાની ટીકા કરવી અને જનતા સમક્ષ તેમને નિરંતર ખુલ્લા પાડવા જરૂરી છે. નવાં બળો–ખાસ કરીને ઔદ્યોગિક કામદારોમાંથી નવાં બળો કમ્યુનિસ્ટ પાર્ટીમાં શામેલ કરવાં જોઇએ; પાર્ટીના બોલ્શેવિક વિકાસ માટે આ સૌથી ઉત્તમ બાંહેધરી છે; અને ખાસ તો, આથી પાર્ટીની હરોળમાંની તડવાદી નુકશાનકારક ભાવનાને ખતમ કરવાના અતિ જરૂરી કાર્યમાં સરળતા થશે.

## ઇજીપ્ત

૩૭. **ઇજીપ્ત** કમ્યુનિસ્ટ પાર્ટી, જો પોતાનો પાયો સંગઠિત કામદાર વર્ગ પર બાંધે તો જ તે રાષ્ટ્રીય આંદોલનમાં મહત્વનો ભાગ ભજવવાની યોજના ઘડી શકશે. ઇજીપ્તના કામદારોમાં ટ્રેડ યુનિયનો બાંધવાં, વર્ગ વિગ્રહને મજબૂત બનાવવો, એ વર્ગ વિગ્રહોમાં નેતૃત્વ કરવું—આ બધાં કાર્યો કમ્યુનિસ્ટ પાર્ટી માટે પ્રથમ અને અત્યંત મહત્વનાં કર્તવ્યો છે. ઇજીપ્તમાંના ટ્રેડ યુનિયન આંદોલનને માથે આજે સૌથી મોટો ભય એ છે કે, કામદારોનાં ટ્રેડ યુનિયનો ઉપર મૂડીવાદી—રાષ્ટ્રવાદીઓ કાબૂ જમાવી રહ્યા છે. એમની અસર સામે નિર્ણાયક લડત લડ્યા વિના કામદારોનું સાચું વર્ગીય સંગઠન શક્ય જ નથી.

ભૂતકાળમાં ઇજીપ્તવાસી કમ્યુનિસ્ટોની એક મુખ્ય ઉણપ એ રહી છે કે તેમણે કેવળ શહેરી કામદારોમાં જ કામ કર્યું છે. પાર્ટી માટે સૌથી મહત્વનું કાર્ય એ છે કે, ખેત–સમસ્યાનું સાચું સ્વરૂપ સમજવું, ખેત કામદારો તથા કિસાનોના વિશાળ આમ સમૂહોને ક્રાંતિકારી લડતમાં ધીમે ધીમે ખેંચવા, અને એમનું સંગઠન બાંધવું. ખાસ ધ્યાન તો, પાર્ટી—જે હજી ખૂબ નબળી છે તેને બાંધવામાં જ આપવું જરૂરી છે.

## ઉત્તરી આફ્રિકા

૩૮. **ઉત્તરી આફ્રિકા**ની ફ્રેન્ચ વસાહતોમાં, કમ્યુનિસ્ટોએ હયાત રાષ્ટ્રીય ક્રાંતિકારી આમ સંગઠનોમાં કામ જારી રાખવું જોઇએ; અને એ રીતે આ સંગઠનો દ્વારા સાચાં ક્રાંતિકારી તત્વોને કામદાર કિસાનોના લડાયક ગઢના સતત અને સ્પષ્ટ મંચ પર એકત્ર કરવા જોઇએ. 'ઇતોઇલે નોર્દ આફ્રિકન' સંગઠનને લાગે-

વળગે છે ત્યાં લગી, કમ્યુનિસ્ટોએ જોવું જોઇએ કે તે વિકાસ પામે છે—કોઇ એક પાર્ટી-રૂપે નહિ, પણ વિવિધ ક્રાંતિકારી સંગઠનોના લડાયક ગઢને સ્વરૂપે,—ઔદ્યોગિક તથા ખેત કામદારોનાં ટ્રેડ યુનિયનો, કિસાન સંઘો વગેરેને તેની સાથે સામુહિક રીતે સાંકળી દઇને. આમ કરતાં, ક્રાંતિકારી કામદાર વર્ગે અગ્રણી ભાગ ભજવવાની ખાત્રી હોવી જોઈએ; આને માટે, કમ્યુનિસ્ટ અસર જમાવવા સારૂ અતિ મહત્વના સંગઠનાત્મક વિશાળ પાયા તરીકે ટ્રેડ યુનિયન આંદોલન બાંધવું જરૂરી છે.

ગોરા કામદાર વર્ગના ક્રાંતિકારી વિભાગો સાથે દેશી કામદાર વર્ગનો વધતો જતો નીકટનો સહકાર સાધવો એ આપણું સતત કર્તવ્ય રહેવું જોઇએ. ખેત-સમસ્યા અંગે, એ વાત જરૂરી છે કે, ફ્રેન્ચ શાહીવાદની લૂંટણનીતિને કારણે ગામડાંની વસ્તીમાં જાગેલા ધિક્કારને ઉપયોગી અને સંગઠિત લડતને રસ્તે વાળવા શક્તિમાન થવું (દા. ત. ખેત કામદારોની હડતાળોનું સંગઠન સુધારવું, અલ્જીઅર્સમાં ખેત કામદારોનાં યુનિયનોને મજબૂત બનાવવાં).

દરેક દેશમાંના કમ્યુનિસ્ટ સંગઠને સૌથી પ્રથમ તો પોતાની હરોળમાં દેશી કામદારોને આકર્ષવા જોઇએ; અને તેમના પ્રત્યેના કોઇ પણ પ્રકારના બેદરકારી-ભર્યા વલણની સામે લડવું જોઇએ. કમ્યુનિસ્ટ પાર્ટીઓએ, દેશી કામદાર વર્ગના આધાર ઉપર સક્રિય રીતે પાયો રચીને, ઔપચારિક રીતે તથા વાસ્તવમાં, કમ્યુનિસ્ટ આંતર-રાષ્ટ્રીયના સ્વતંત્ર વિભાગો બની જવું જોઇએ.

## નીગ્રો—સમસ્યા

૩૯. આ છઠ્ઠી કોન્ગ્રેસ વસાહતી સમસ્યા પરત્વે કમ્યુનિસ્ટ પાર્ટીઓનું ધ્યાન નીગ્રો સમસ્યા પ્રત્યે ખેંચે છે. જુદા જુદા દેશોમાં નીગ્રોની સ્થિતિ જુદી જુદી છે; એથી કરીને તે બાબતમાં નક્કર તલાશી અને પૃથક્કરણ આવશ્યક છે—જ્યાં નીગ્રો આમ સમૂહો એક સાથે વસતાં હોય તે પ્રદેશોને, તેમના સર્વસાધારણ લક્ષણ અનુસાર, નીચે મુજબ જૂથોમાં વહેંચી શકાય:

(૧) યુનાઇટેડ સ્ટેટસ [અમેરિકા] અને કેટલાંક દક્ષિણ અમેરિકી દેશો જ્યાં નીગ્રોના આમ સમૂહો એક સાથે વસે છે; પરંતુ ગોરી વસ્તીના પ્રમાણમાં તેમની લઘુમતિ છે.

(૨) દક્ષિણ આફ્રિકાનો સંઘ જ્યાં ગોરા વસાહતીઓની સરખામણીમાં નીગ્રોની વસ્તી વધારે છે.

(૩) નીગ્રો રાજ્યો, જેઓ ખરેખાત શાહીવાદની વસાહતો યા અર્ધ-વસાહતો છે. (લિબેરિયા, હૈતી, સાન -ડોમિન્ગો).

(૪) સમસ્ત મધ્ય આફ્રિકા જે જુદી જુદી શાહીવાદી સત્તાઓ (બ્રિટન, ફ્રાન્સ, પોર્ટુગલ વગેરે) વચ્ચે વસાહતો યા આજ્ઞાધીન પ્રદેશો તરીકે વહેંચાઈ ગયેલ છે.

કમ્યુનિસ્ટ પાર્ટીઓનું આ બધા અંગેનું કર્તવ્ય નક્કર પરિસ્થિતિ અનુસાર નક્કી થવું જરૂરી છે.

યુનાઇટેડ સ્ટેટસમાં ૧ કરોડ ૨૦ લાખ નીગ્રો છે. આમાંના મોટા ભાગના ગણોતીઆ છે, જેઓ અનાજના રૂપમાં ગણોત આપે છે, અને અર્ધ-સામંતી તથા અર્ધ-ગુલામ દશામાં જીવે છે. આ નીગ્રો ગણોતિયાની દશા બિલકુલ ખેત-મજૂરો જેવી હોય છે; બંધારણ અનુસાર જે ગુલામી નાબુદ કર્યાનું કહેવાય છે, તે ગુલામી કરતાં આ દશા માત્ર ઔપચારિક રીતે જ જુદી છે. ગોરો જમીન-માલિક જમીનદાર, વેપારી, અને વ્યાજખાઉ એમ ત્રણેનો ભાગ ભજવે છે; અને નીગ્રોને રીબાવીને, * તેમને અલગ પાડીને, અને એવી બીજી અમરિકી મૂડીવાદી લોકશાહીની પદ્ધતિઓ કામે લગાડી, ગુલામી યુગના શોષણના કનિષ્ઠ સ્વરૂપોને પુનર્જન્મ આપે છે.

દક્ષિણમાં ઉદ્યોગ વિકાસ થવાને કારણે નીગ્રો – કામદાર અસ્તિત્વમાં આવે છે. સાથોસાથ ઉત્તર તરફનું તેમનું પ્રયાણ વધુ ને વધુ મોટા પ્રમાણમાં ચાલુ રહે છે, જ્યાં નીગ્રોમાંની વિશાળ બહુમતિ બિન-કાબેલ મજૂરો તરીકે કામ કરે છે. નીગ્રો–કામદાર–વર્ગનો વિકાસ એ તાજેતરનાં વર્ષોની અતિ મહત્વની ઘટના છે. સાથોસાથ, નીગ્રો પ્રદેશોમાં નીગ્રો લત્તાઓ–મધ્યમ વર્ગ પેદા થાય છે, જેમાંથી બુદ્ધિજીવીઓનું એક થર તથા શાહીવાદના દલાલ તરીકે વર્તનાર મૂડીવાદી વર્ગનું એક આછું પાતળું થર પેદા થાય છે.

કમ્યુનિસ્ટ પાર્ટીનું એક અત્યંત મહત્વનું કર્તવ્ય એ છે કે, તેણે નીગ્રોની સંપૂર્ણ અને સાચી એકતા માટે, રંગભેદની, સામાજિક અને રાજકીય અસમાનતાઓની નાબુદી માટે લડત કરવી જોઇએ. કમ્યુનિસ્ટ પાર્ટીની એ ફરજ છે કે તેણે ગોરા આક્રમક 'દેશ પ્રેમ'ના કોઇ પણ પ્રકારના દેખાવ-સામે અતિ સ્ફૂર્તિદાયી લડત આપવી જોઇએ; રીબાવીને મારવાની પ્રથા સામે વ્યવસ્થિત સક્રિય સામનો યોજવો જોઈએ; નીગ્રો કામદારોમાં પાર્ટીનું કાર્ય મજબૂત બનાવવું જોઇએ; નીગ્રો કામદારોમાંના અત્યંત જાગ્રત તત્વોને પાર્ટીમાં શામેલ કરવા જોઇએ; ગોરા

* 'લીન્ચીંગ'ની ખાસ અત્યાચારી પ્રથા અમેરિકામાં મશહુર છે. —અનુ.

કામદારોનાં તમામ સંગઠનોમાં ખાસ કરીને ટ્રેડ યુનિયનોમાં કામદારોને દાખલ કરવા માટે લડવું જોઇએ (આનો અર્થ એ નથી કે, જરૂર પડે તો, તેમનાં અલાયદાં ટ્રેડ યુનિયનો ન કરવાં); દક્ષિણમાં કિસાનો અને ખેત કામદારોના આમ સમૂહોને સંગઠિત કરવા જોઇએ; નીગ્રોનાં મધ્યમ વર્ગી વલણો—જેવી કે 'હાર્વેયવાદ'માં—કામ કરવું જોઇએ; અને આ વલણોની અસર કામદાર વર્ગ અને કિસાનોમાં ન પડે તે માટે લડત ચાલુ રાખવી જોઇએ. જ્યાં નીગ્રો જનતા એક સાથે સમૂહોમાં વસે છે તે દક્ષિણ પ્રદેશમાં "નીગ્રો માટે સ્વનિર્ણયના હક્ક"નું સૂત્ર આગળ ધરવું આવશ્યક છે.

દક્ષિણનાં રાજ્યોના ખેત-સ્વરૂપમાં ધરમૂળથી પલટો કરવો એ ક્રાંતિનું એક મૂળગત કર્તવ્ય છે. નીગ્રો કમ્યુનિસ્ટોએ બિન-નીગ્રો કામદારો અને કિસાનોને સમજાવવું જોઇએ કે ગોરા કામદારો સાથે ગાઢ એકતા કરીને, તથા તેમના સહકારમાં અમરિકી મૂડીવાદ સાથે સંયુક્ત લડત લડીને જ તેઓ જંગલી શોષણમાંથી મુક્તિ મેળવી શકશે; અને કેવળ વિજયી કામદાર ક્રાંતિ જ સંપૂર્ણ રીતે અને હમેશને માટે દક્ષિણ-યુનાઇટેડ સ્ટેટસની ખેત-સમસ્યા અને રાષ્ટ્રીય સમસ્યાનો ઉકેલ, દેશની નીગ્રો વસ્તીની અતિ મોટી બહુમતિના હિતમાં આણી શકશે.

દક્ષિણ આફ્રિકાના સંઘમાં, નીગ્રો આમ જનતા, જે વસ્તીનો બહુ મોટો હિસ્સો ધરાવે છે, તેમને ગોરા વસાહતીઓ તથા રાજ્ય તરફથી જમીન ઉપરથી હાંકી કાઢવામાં આવે છે; તેમના રાજકીય હકકો અને મુક્ત હિલચાલના હકકો છીનવી લેવામાં આવે છે; રંગભેદ અને વર્ગભેદના અતિ પાશવી દમનોના શિકાર બનાવવામાં આવે છે; અને તેની જ સાથોસાથ, તેઓ મૂડીવાદી યુગ પૂર્વેની અને મૂડીવાદી યુગની શોષણ અને દમનની પદ્ધતિઓ નીચે યાતનાઓ ભોગવે છે. ત્યાંની કમ્યુનિસ્ટ પાર્ટીએ નીગ્રો કામદારોની અંદર ચોકકસ સફળતાઓ હાંસલ કરી છે; હવે એની ફરજ એ છે કે, નીગ્રો માટેના હકકોની સંપૂર્ણ સમાનતા માટે, નીગ્રો વિરૂદ્ધના તમામ ખાસ નિયમો અને કાયદાઓની નાબુદી માટે, તથા જમીનદારોની જમીનની જપ્તી માટે હજી વધુ જોશીલી લડત ચાલુ રાખે. પોતાના સંગઠનમાં બિન-નીગ્રો કામદારોને શામેલ કરવા, તથા ગોરા કામદારોનાં ટ્રેડ યુનિયનોમાં નીગ્રોને દાખલ કરવા માટેની લડત ચાલુ રાખવી. આ કામ કરતી વખતે કમ્યુનિસ્ટ પાર્ટીને માથે, ગોરા કામદારોમાં રંગભેદનો જે કાંઇ પૂર્વગ્રહ હોય તેની સામે લડવાની તથા પોતાની

હરોળમાંથી એવા પૂર્વગ્રહને ધરમૂળથી ખતમ કરવાની ફરજ રહેલી છે. પાર્ટીએ સ્વતંત્ર દેશી પ્રજાતંત્ર સર્જવાનું સૂત્ર દઢતાપૂર્વક અને સતત રીતે આગળ ધરવું જોઇએ; તેની સાથે જ ગોરી લઘુમતિના હક્કોની તથા તેની સિદ્ધિ માટે **અમલી સ્વરૂપે** લડત કરવાની બાંહેધરી આપવી જોઇએ. જેટલા પ્રમાણમાં મૂડીવાદી સંબંધોનો વિકાસ ટોળી તંત્રને છિન્નભિન્ન કરે છે, તેટલા પ્રમાણમાં પાર્ટીએ નીગ્રો વસ્તીના શોષિત થરોમાં વર્ગ જાગ્રતિની તાલિમ આપવાનું કાર્ય જોરદાર બનાવવું જોઇએ; અને શાહીવાદની વધુ ને વધુ દલાલ બની રહેલ શોષણખોર ટોળીની અસરમાંથી એ નીગ્રોની મુક્તિના કાર્યમાં સહકાર કરવો જોઇએ.

શાહીવાદની મધ્ય આફ્રિકી વસાહતોમાં, વસાહતી શોષણ અત્યંત હીન સ્વરૂપ ધારણ કરે છે; ગુલામીની પ્રથા તથા સામંતી અને મૂડીવાદી શોષણની પદ્ધતિઓને તે ભેગી કરે છે. યુદ્ધોત્તર કાળમાં, શાહીવાદી રાજકર્તા વર્ગના દેશમાંથી આફ્રિકી વસાહતોમાં સતત વધતા જતા પ્રવાહમાં મૂડી વહી ચૂકી છે; એને કારણે, જેઓ લુંટાઈ ગયા છે અને જેમનું શ્રમજીવીકરણ થઈ ચૂક્યું છે તેવા આમ સમૂહો જંગી ખેતરો, ખાણો અને બીજા ઉદ્યોગોમાં ફરજીયાત રીતે મોટા પ્રમાણમાં કેન્દ્રિત થાય છે.

આ કોંગ્રેસ રાજકર્તા વર્ગના દેશોમાંની કમ્યુનિસ્ટ પાર્ટીઓને માટે એ વાત ફરજ રૂપ લેખે છે કે, આજ લગી તેમણે આ વસાહતોમાંના આમ આંદોલન પ્રત્યે જે બેપરવાઈ દાખવી છે તેનો અંત આણે; અને તેને બદલે, શાહીવાદી મથકોમાંના તથા વસાહતોમાંનાં આંદોલનોને તેઓ જાતે જોશીલી રીતે ટેકો આપે; સાથો સાથ, શાહીવાદની લોહિયાળ સિદ્ધિઓને ખુલ્લી પાડવાના હેતુથી, અને શાહીવાદને હાથે જેમનું નિર્દય રીતે શોષણ થઈ રહ્યું છે તેવા, વિકસી રહેલા કામદાર તત્વો સાથે સંગઠનાત્મક સંબંધો બાંધવાની શકયતાઓ પેદા કરવાના હેતુથી આ દેશોમાંની પરિસ્થિતિનો ધ્યાન પૂર્વક અભ્યાસ કરે.

## લેટિન અમેરિકા

### (દક્ષિણ અમેરિકા)

**૪૦. લેટિન અમેરિકા**માં કમ્યુનિસ્ટોએ જમીનદારી તંત્ર અને શાહીવાદ સામેના ક્રાંતિકારી આમ આંદોલનોમાં—ભલે પછી તે આંદોલનો મધ્યમ વર્ગી નેતાગીરીના હાથ નીચે હોય—દરેક સ્થળે સક્રિય રીતે ભાગ લેવો જોઇએ. એમ કરતી વખતે, કમ્યુનિસ્ટોએ કોઈ પણ સંજોગોમાં, પોતાના કામચલાઉ સાથીદારોની રાજકીય તાબેદારી કરવાની જરૂર નથી. ક્રાંતિકારી આંદોલન દરમિ-

યાન કમ્યુનિસ્ટ પાર્ટીએ નેતૃત્વ માટેની લડત લડવાની સાથોસાથ, સૌથી પ્રથમ તો, પાર્ટીના રાજકીય અને સંગઠનાત્મક સ્વાતંત્ર્ય માટે ઝૂઝીને કામદાર વર્ગની અગ્રણી પાર્ટી તરીકે પોતાનું રૂપાંતર કરવું જોઇએ. તેમની જેહાદમાં કમ્યુનિસ્ટોએ નીચેનાં સૂત્રો ઉપર ખાસ ભાર મૂકવો જોઇએ.

(૧) કોઈ પણ પ્રકારના વળતર વિના લૂંટણહારાઓને લૂંટી લેવા; અને જંગી ખેતરોના અમુક હિસ્સા ખેત–કામદારોની સામુહિક ખેતીને સુપ્રત કરી દેવા; અને બાકીના હિસ્સા ખેડૂતો, ગણોતિયાઓ અને વસાહતીઓમાં વહેંચી આપવા.

(૨) પરદેશી ઉદ્યોગોને (દા. ત. ખાણો, બેંકો તથા અન્ય ઉદ્યોગો), તથા રાષ્ટ્રીય મૂડીવાદી વર્ગ અને મોટા જમીનદારોના મોટા ઉદ્યોગોને જપ્ત કરવા.

(૩) રાજ્ય–દેવાંનો ઇન્કાર કરવો અને શાહીવાદ દ્વારા દેશ ઉપર જામેલા કોઈ પણ પ્રકારના કાબુને નાબૂદ કરવો.

(૪) ૮ કલાકના કામનો દિવસ દાખલ કરવો; અને કામદારોની અર્ધ–ગુલામીસમી દશાને ખતમ કરવી.

(૫) કામદારો અને કિસાનોના હાથમાં હથિયારો આપવાં; અને અત્યા-રના લશ્કરને કામદાર–કિસાનોની ફોજ રૂપે ફેરવી નાખવું.

(૬) મોટા જમીનદારો અને ધર્મસંસ્થાના વર્ગીય રાજ્યતંત્રને સ્થાને કામદારો, કિસાનો, અને સિપાહીઓની સોવિયેત–સત્તા સ્થાપવી. કમ્યુનિસ્ટોની જેહાદોમાં, મધ્યમવર્ગી ફોજી સરમુખત્યારીવાળી કહેવાતી "ક્રાંતિકારી" સરકારોના સૂત્રની સામે કામદાર–કિસાન રાજ્યનું મુખ્ય સૂત્ર હોવું જોઇએ.

આ દેશોમાંના ક્રાંતિકારી આંદોલનની સફળતા માટે મૂળભૂત પૂર્વ–જરૂરિ-યાત એ છે કે ત્યાંની કમ્યુનિસ્ટ પાર્ટીઓને વિચારસરણી અને સંગઠનની દૃષ્ટિએ મજબૂત બનાવવી; તથા શ્રમજીવી જનતા અને આમજનતાનાં સંગઠનો સાથે તેમનો સંબંધ જાળવવો. કમ્યુનિસ્ટ પાર્ટીઓએ ઔદ્યોગિક કામદારોને ખાસ કરીને, શાહીવાદની માલિકીના મોટા ઉદ્યોગોના કામદારોને ટ્રેડ યુનિયનોમાં સંગ-ઠિત કરવા માટે, તેમની રાજકીય અને વર્ગ જાગ્રતિનું ધોરણ ઉંચું લાવવા માટે, અને સુધારાવાદી, અરાજકતાવાદી—સિંડીકાલિસ્ટ[૧૬] અને કોર્પોરેટ વિચારસરણીની નાબુદી માટે અવિરતપણે જહેમત ઉઠાવવી જોઈએ. સાથોસાથ, કિસાનો તથા ગણોતિયા ખેડૂતોને કિસાન સંઘોમાં સંગઠિત કરવા આવશ્યક છે. શાહીવાદ વિરોધી સંઘ (લીગ અગેઇન્સ્ટ ઇમ્પીરિયાલિઝમ)ના વિભાગોના વિસ્તાર-ણમાં મદદ કરવી, અને એમાં કમ્યુનિસ્ટ દળો (ફ્રેકશન) એ કામ કરવું આવશ્યક છે.

લેટિન અમેરિકાના દેશોમાં કામદારો અને કિસાનોનાં તમામ ક્રાંતિકારી આમ સંગઠનો, તથા વિશેષ કરીને કમ્યુનિસ્ટ પાર્ટીઓનો પરસ્પરનો અતિ નીકટનો સહકાર અત્યંત મહત્વનો છે; તેવી જ રીતે તે જ પ્રકારનાં આંતરરાષ્ટ્રીય સંગઠનો અને યુનાઇટેડ સ્ટેટસના ક્રાંતિકારી કામદાર વર્ગ સાથેનો તેમનો સંબંધ પણ ઘણો જ મહત્વનો છે.

## શાહીવાદી દેશોમાંનાં કર્તવ્યો

**૪૧.** શાહીવાદી દેશોની કમ્યુનિસ્ટ પાર્ટીઓનાં વસાહતી સમસ્યા પરત્વેનાં તત્કાળ કર્તવ્યોનું સ્વરૂપ ત્રણ પ્રકારનું છે. પ્રથમ તો, એક હાથ પર, શાહીવાદી મથકોની કમ્યુનિસ્ટ પાર્ટીઓ અને ક્રાંતિકારી ટ્રેડ યુનિયન સંગઠનો, તથા બીજા હાથ પર વસાહતોનાં તે જ પ્રકારનાં ક્રાંતિકારી સંગઠનો વચ્ચે નિયમિત કડીઓ સંધાયેલી હોવી જોઇએ. આ જ સુધીમાં શાહીવાદી મથકોની કમ્યુનિસ્ટ પાર્ટીઓ અને વસાહતી દેશોનાં તે જ પ્રકારનાં ક્રાંતિકારી સંગઠનો વચ્ચેનો સંબંધ, થોડાક અપવાદો બાદ કરતાં, કાંઇ પૂરતો સ્થપાયેલો ગણાય નહિ. આનો અંશતઃ ખુલાસો વસ્તુગત મુશ્કેલીઓમાં મળી રહે છે. પરંતુ એ વાત સ્વીકારવી જરૂરી છે કે, કમ્યુનિસ્ટ આંતરરાષ્ટ્રીયની અંદરની તમામ પાર્ટીઓ, વસાહતોમાંનાં ક્રાંતિકારી આંદોલનોને સક્રિય ટેકો તથા તત્કાલ વ્યવહારુ મદદ આપવાના હેતુથી, તેમની સામે નીકટનો નિયમિત અને સતત સંબંધ બાંધવાનું નિર્ણાયક મહત્વ હજી પૂરેપૂરી રીતે સમજી નથી. જેટલે અંશે શાહીવાદી દેશોની કમ્યુનિસ્ટ પાર્ટીઓ, વસાહતોમાંના ક્રાંતિકારી આંદોલનોને હકીકતે વ્યવહારુ મદદ આપી શકે, તેટલી જ હદે વસાહતી સમસ્યા અંગેનું તેમનું સ્થાન સાચા બોલ્શેવિક તરીકેનું ગણી શકાય. સર્વ સાધારણ ક્રાંતિકારી આંદોલનની કસોટી આમાં રહેલી છે.

બીજા પ્રકારનું કર્તવ્ય આ છે: શાહીવાદ સામેની વસાહતી પ્રજાની લડતને આમ-નિદર્શનો દ્વારા તથા કામદાર વર્ગની અન્ય અસરકારક પ્રવૃત્તિ દ્વારા સાચી સહાય આપવી. આ ક્ષેત્રે, મોટા મૂડીવાદી દેશોની કમ્યુનિસ્ટ પાર્ટીઓની પ્રવૃત્તિ સુદ્ધાં અપૂરતી રહી છે. એકતાનાં આવાં નિદર્શનોની તૈયારી અને સંગઠન, મૂડીવાદી દેશોના કામદારોમાં કમ્યુનિસ્ટ-જેહાદ કરવા માટેનાં મૂળગત તત્વો બની જવાં જોઇએ. કમ્યુનિસ્ટોએ મૂડીવાદી વસાહતી તંત્રનું સાચું લૂટારું લક્ષણ, પોતાની પાસે જે કાંઇ જેહાદનાં સાધનો (પ્રેસ, જાહેર નિદર્શનો, પાર્લામેન્ટ) પ્રાપ્ત હોય તે બધાથી ખુલ્લું પાડવું જોઇએ; જે જુઠ્ઠાણાંને આધારે વસાહતી પદ્ધતિને સંસ્કૃતી-

કરણ અને સર્વસાધારણ પ્રગતિના સ્વરૂપે રજૂ કરવામાં આવે છે, તે જુઠ્ઠાણાંની જાળને નિર્દય રીતે ચીરી નાંખવી જોઇએ; આ ક્ષેત્રે મિશનરી સંગઠનો જે શાહીવાદી વિસ્તારના અતિ અસરકારક ઉચ્ચાલન બળ તરીકે અને વસાહતી પ્રજાની ગુલામી માટે કાર્ય કરે છે, તેમની સામે લડત ઝીંકવાનું ખાસ કર્તવ્ય રહે છે.

કોઈ પણ પ્રકારની શરતો અને મનચોરી વિના, સંપૂર્ણ સ્વાતંત્ર્ય અને વસાહતી જનતાના સાર્વભૌમત્વનો સ્વીકાર કરાવવા માટેની માંગણીના આધાર પર કમ્યુનિસ્ટોએ કામદારો અને કિસાનોના વિશાળ આમ સમૂહોને સંગઠિત કરવા જોઇએ. વસાહતી ઉઠાવોને ખૂનમાં ડુબાડી દેવાના પ્રયાસો સામે, રાષ્ટ્રીય ક્રાંતિઓ સામેની શાહીવાદીઓની સશસ્ત્ર ડખલો સામે, તથા વિવિધ પ્રદેશો પર સશસ્ત્ર કબજા જમાવવા સહિતની શાહીવાદી ફોજી હલ્લાખોરી સામેની લડત કરવા માટે આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગે પદ્ધતિસર, વ્યવસ્થિત અને કુરબાનીભરી લડત કરવી રહે છે. એ પાઠ ધ્યાનમાં લેવો જરૂરી છે કે, કમ્યુનિસ્ટ આંતરરાષ્ટ્રીયના એક પણ વિભાગે વિશ્વ શાહીવાદના અણથંભ હલ્લાઓ સામે લડતી ચીની ક્રાંતિને સક્રિય ટેકો આપવા માટે જનતાને પૂરતા પ્રમાણમાં સંગઠિત કરવામાં સફળતા મેળવી નથી. વિશ્વ યુદ્ધની તૈયારીઓ, "પોતાની" વસાહતોની પ્રજા ઉપરનો તેમને "શાંત પાડવાની" નેમ સાથેનો શાહીવાદીઓનો હલ્લો—આ બધાંને કારણે મૂડીવાદી દેશોના કામદાર વર્ગે વસાહતી ક્રાંતિને સક્રિય ટેકો આપવાના કાર્યને પોતાના મહત્વના કાર્ય તરીકે અને લડતના મધ્યબિંદુ તરીકે લેખવું જરૂરી છે.

દબાયેલા દેશોમાંથી શાહીવાદની સશસ્ત્ર ફોજોને તત્કાલ હઠાવી લેવા મથતાં, કમ્યુનિસ્ટ પાર્ટીઓએ વસાહતોમાં મોકલાતી ટુકડીઓ અને શસ્ત્ર સરંજામને રોકવા માટે આમ જનતાનાં અમલી પગલાંનું સંગઠન સાધવા અવિરતપણે કામ કરવું જોઈએ.

**સોશિયલ ડેમોક્રેટોની વસાહતી નીતિ સામેની લડતને** કમ્યુનિસ્ટ પાર્ટીએ શાહીવાદ સામેની લડતના એક અંગભૂત ભાગ તરીકે જોવી જોઇએ. બીજી આંતરરાષ્ટ્રીયે તેની બ્રસેલ્સ ખાતેની છેલ્લી કોંગ્રેસમાં વસાહતી સમસ્યા પરત્વે જે વલણ ધારણ કર્યું તેણે, યુદ્ધોત્તર વર્ષો દરમિયાન શાહીવાદી દેશોની જુદી જુદી સોશિયાલિસ્ટ પાર્ટીઓ જે અમલી પ્રવૃત્તિ કરતી આવી છે, તેને જ બહાલી આપી છે. સોશિયલ ડેમોક્રેટોની વસાહતી નીતિ, શાહીવાદના વસાહતી પ્રજાના શોષણ અને દમનને સક્રિય ટેકો આપવાની છે. તેણે જે દૃષ્ટિ-

બિંદુનો સત્તાવાર સ્વીકાર કર્યો છે તે "લીગ ઓફ નેશન્સ"ની સંસ્થાના પાયાનું દૃષ્ટિબિંદુ છે; તે અનુસાર, વિકસિત મૂડીવાદી દેશોના સત્તાધીશ વર્ગોને, દુનિયાના મોટા ભાગના લોકો પર, શોષણ અને ગુલામીનું ઘાતકી તંત્ર લાદવાનો "હક્ક" છે. કામદાર વર્ગના એક હિસ્સાને છેતરવા માટે તથા લૂંટના વસાહતી તંત્રને ચાલુ રાખવામાં તેમનો સહકાર મેળવવા માટે, સોશિયલ ડેમોક્રેટો, અત્યંત બેશરમ અને ધૃણાસ્પદ રીતે, વસાહતોમાંનાં શાહીવાદનાં શોષણોનો બચાવ કરે છે. મૂડીવાદી વસાહતી તંત્રના સાચા તથ્ય પર તે ઢાંકપીછોડો કરે છે; વસાહતી નીતિ અને નવા શાહીવાદી યુદ્ધના ભય—આ બે વચ્ચેના સંબંધ અંગે તે ઇરાદા પૂર્વક આંખ આડા કાન કરે છે—જ્યારે હકીકતે આ યુદ્ધ આખી દુનિયાની કામદાર વર્ગ અને મહેનતકશ જનતા સામે ધુરકિયાં કરી રહ્યું છે. જ્યારે જ્યારે વસાહતી પ્રજાનો રોષ શાહીવાદ સામેની મુક્તિની લડત રૂપે વ્યક્ત થાય છે, ત્યારે ત્યારે, સોશિયલ ડેમોક્રેટો તેનાં જુઠ્ઠા શબ્દ સૂત્રોને ફગાવી દઈ, વ્યવહારમાં, હંમેશાં ક્રાંતિના ફાંસીગર શાહીવાદને પડખે ઉભા રહે છે. છેલ્લાં કેટલાંક વર્ષો દરમિયાન, આઝાદી માટે લડતી વસાહતી પ્રજાઓને કચડી નાખવાના યુધ્ધ માટે સરકારોએ લોન માગી છે ત્યારે ત્યારે, મૂડીવાદી દેશોની તમામ સોશિયાલિસ્ટ પાર્ટીઓએ તેમાં પોતાનો મત આપ્યો છે (દા. ત. મોરોક્કો, સીરિયા, ઇન્ડોનેશિયા); તેઓ પોતે વસાહતી શોષણના વેપારમાં સીધો હિસ્સો લે છે (ફ્રેન્ચ સોશિયાલિસ્ટો શાહીવાદી સરકારોની નિમણુક અનુસાર વસાહતોમાં ગવર્નરો તરીકે કામ કરે છે; બેલ્જિયમની સોશિયાલિસ્ટ કો—ઓપરેટિવો કોન્ગોની નીગ્રો વસ્તીના શોષણ માટેના વસાહતી ઉદ્યોગોમાં ભાગ લે છે); અને વસાહતી ઉઠાવોને કચડી નાખવાના અતિ ઘાતકી માર્ગોને તેઓ બહાલી આપે છે (ચીનમાં બ્રિટિશ ડખલનો બ્રિટિશ લેબર પાર્ટીના નેતાઓએ બચાવ કર્યો; અને ડચ સોશિયાલિસ્ટ પાર્ટીએ ઈન્ડોનેશિયાના વિપ્લવ ઉપરના દમનનો બચાવ કર્યો). સોશિયલ ડેમોક્રેટોએ એક એવો સિદ્ધાન્ત ઉભો કર્યો છે કે શાહીવાદી વસાહતી તંત્રને સુધારી શકાય અને તેને "સારા વસાહતી તંત્ર" તરીકે ફેરવી શકાય. આ સિધ્ધાન્ત એક બુરખો માત્ર છે, જેની પૂંઠે સોશિયલ ડેમોક્રેટો તેમનું સાચું સમાજવાદી—શાહીવાદી સ્વરૂપ છુપાવવા મથે છે. કમ્યુનિસ્ટોએ આ બુરખો ચીરી નાખવો જોઇએ; અને શાહીવાદી દેશોની મહેનતકશ જનતાને એ વાત બતાવવી જોઇએ કે, સોશિયાલિસ્ટ પાર્ટીઓ શાહીવાદ સાથેની મળતિયા પાર્ટી છે, અને શાહીવાદની વસાહતી નીતિની સીધી ભાગીદાર છે; તેમણે આ બાબતમાં, તદ્દન ખુલ્લે ચોક પોતાના સમાજવાદી કાર્યક્રમને સુદ્ધાં છેહ દીધો છે; અને તેઓ શાહીવાદી દેશોમાં તથા વસાહતોમાં શાહીવાદી લૂટારૂઓના દલાલો બની ગયા છે.

સોશિયલ ડેમોક્રેટો મૂડીવાદી સરકારોની મદદથી, વસાહતોમાં તેમની અસર વધારવા તથા પોતાના વિભાગો અને સંગઠનો સ્થાપવા પ્રયાસો કરે છે; તેની પ્રત્યે કમ્યુનિસ્ટોએ સૌથી વધુ ધ્યાન આપવું જરૂરી છે. જે શાહીવાદી વસાહતખોરો ત્યાંની દેશી વસ્તીના ચોક્કસ થરોને ખરીદી લઈને, પોતાની જાતને વસાહતોમાં ફરી સ્થાપવા માટે મથે છે, તે શાહીવાદીઓની નીતિ સાથે સોશિયલ ડેમોક્રેટોના ઉપર કહ્યા તે પ્રયાસોનો મેળ ખાય છે. કેટલીક વસાહતોમાં અમુક વિશિષ્ટ પરિસ્થિતિ હોવાને કારણે આવા પ્રયાસોને કેટલીક સફળતા મળે પણ ખરી; અને મૂડીવાદી દેશોના સોશિયલ ડેમોક્રેટોની અસર નીચે થોડોક સમય સુધારાવાદી આંદોલન વિકાસ પામે પણ ખરું. દેશી આમ જનતા સમક્ષ સોશિલિસ્ટોની વસાહતી નીતિ ખુલ્લી પાડવા માટે, અને એ રીતે સોશિયલ ડેમોક્રેટ નેતાઓ—શાહીવાદના ચાકરો સામે, કચડાયેલી વસાહતી પ્રજાઓને દિલ શાહીવાદીઓ માટે જે ધિક્કાર હોય છે તે, સુયોગ્ય ધિક્કાર, જગાવવા માટે કમ્યુનિસ્ટોએ સોશિયાલિસ્ટોના ઉપર કહ્યા તે પ્રયાસો સામે નિર્ણાયક લડત ઝીંકવી જોઈએ.

આ બધાં ક્ષેત્રોમાં, મૂડીવાદી દેશોની કમ્યુનિસ્ટ પાર્ટીઓએ વિજય મેળવવો હોય તો આ એક વાત કરવી અનિવાર્ય છે: વસાહતી સમસ્યા પરત્વેના કમ્યુનિસ્ટ વલણને સમજાવવા માટે, તથા તે પ્રશ્ન પરત્વે સોશિયલ ડેમોક્રેટોની વિચારસરણીનો રહ્યો સહ્યો અંશ સંપૂર્ણપણે સાફ કરી નાખવા માટે તથા સાચી લેનિનવાદી નીતિને કોઈ શક્ય ગલત ઝોકનો ભોગ થતી અટકાવવી હોય તો, તેમણે પોતાની હરોળોમાં જોરદાર પ્રચાર કરવો જરૂરી છે.



# પરિશિષ્ટ

## નોંધ

**૧. ઉત્તરી કૂચ** ( નોર્ધન એકસપીડીશન ) ( પા. ૫ ) ચીની મૂડીવાદી રાષ્ટ્રવાદના પિતા અને મૂડીવાદી રાષ્ટ્રીય સંસ્થા કયોમિન્ટાંગના નેતા સુન યાત સેને ચીનને બ્રિટિશ–અમરિકી–ફ્રેંચ વગેરે શાહીવાદની પકડમાંથી તથા ચીનના યુદ્ધ–સામંતોની જીવલેણ ચૂડમાંથી મુકત કરવા ૧૯૨૪ માં ત્રણ સિધ્ધાંતો રચ્યા–રાષ્ટ્રવાદ, લોકશાહી તથા જનતાની રોટી. અને રાષ્ટ્રીય સેના તૈયાર કરવા તેમણે સોવિયેત સંઘ સાથે દોસ્તી બાંધી, તેની મદદથી વ્હામ્પુઆ મિલિટરી એકેડેમીની શરૂઆત પણ કરી દીધી.

ચીની કમ્યુનિસ્ટ પાર્ટીએ આ મૂડીવાદી રાષ્ટ્રવાદી ક્રાંતિકારી આંદોલનને પોતાનો ટેકો જાહેર કર્યો. અને ૧૯૨૪ ના ઓગસ્ટમાં કયોમિન્ટાંગે, વ્યકિતગત દાખલ થવા, કમ્યુનિસ્ટોને માટે પોતાના દરવાજા ખુલ્લા મૂકયા. કમ્યુનિસ્ટ પાર્ટીએ એક સંસ્થા તરીકે પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ જાળવી રાખી કયોમિન્ટાંગની ઓફરને આવકારી.

૧૯૨૪–૨૫ દરમિયાન તો ચીને પ્રચંડ જાગ્રતિ અનુભવી. કમ્યુનિસ્ટ પાર્ટીની સભ્ય સંખ્યા ૮૦૦ થી વધી ૩૫૦૦ થઇ. અને ટ્રેડ યુનિયનોની સભ્ય સંખ્યા ૨ લાખ ૭૦ હજાર ( ૧૯૨૪ મે ) માંથી ૫ લાખ ૪૦ હજાર ( ૧૯૨૫ મે ) થઇ. કામદારો ને વિદ્યાર્થીઓએ શાંગહાઇ, હેન્કો ને કેન્ટોનમાં ક્રાંતિની ચિનગારી પેટાવી; શાંગહાઈમાં આમ હડતાળ પડી; ને હોંગકોંગમાં જગતની સૌથી લાંબી હડતાળની શરૂઆત થઈ. જે ૧૯૨૬ ના ઓકટોબર સુધી ચાલી !

અને ૧૯૨૬ ના જૂનમાં રાષ્ટ્રીય લશ્કરોએ, પરદેશીઓને હાથે ચીનની થઈ રહેલી ખાનાખરાબીનો તથા યુધ્ધ સામંતોનો અંત આણવા કેન્ટોનથી ઉત્તરે–'ઉત્તરી કૂચ' આરંભી. ઓકટોબર દરમિયાન તો, વુહાન પ્રદેશ (હેન્કો, વુચાંગ, હાન યાન્ગ) રાષ્ટ્રીય લશ્કરના હાથમાં આવી પણ ગયો. પ્રગતિશીલ કુંગ–સુ–સિયાંગની આગેવાની હેઠળ વુહાન સરકારની સ્થાપના પણ થઇ.

અને ત્યારે આ રાષ્ટ્રીય જાગ્રતિના પ્રવાહમાં કિસાનોએ પોતાનાં સંગઠનો સ્થાપ્યાં; જમીનદારોનાં ખાનગી લશ્કરોનાં હથિયારો છીનવી લઈ જનતાને સશસ્ત્ર કરી શહેરોમાં કામદારોએ ટ્રેડ યુનિયનો જમાવ્યાં ને પગારવધારા જીત્યા. રાષ્ટ્રીય લશ્કરોમાં પણ ૧૯૨૪ ના ત્રિવિધ સિધ્ધાંતનો પ્રચાર ઝડપભેર થવા લાગ્યો. એક નૂતન સેનાના જન્મની આગાહી થવા લાગી.

આમ, પુરાણા પ્રત્યાઘાતની સામે ચીનના સંયુક્ત રાષ્ટ્રીય આંદોલનને આઝાદીની અને આબાદીની નવી શકયતાઓ જગાડી.

પરંતુ ત્યારે બીજી બાજુ, ડૉ. સુન-યાત-સેનના મૃત્યુ બાદ (૧૯૨૫), ચાંગ કાઇ શેકે સત્તામાં આવતાં વેંત કમ્યુનિસ્ટ વિરોધી નીતિ અખત્યાર કરી હતી. તેણે કયોમિન્ટાંગમાંની મવાળ પાંખને મજબૂત બનાવવા માંડી હતી. વેપારીઓ, બેન્કરો ને માલદારોનાં તેણે જૂથો રચ્યાં હતાં. ને ૧૯૨૬ માં રાષ્ટ્રીય લશ્કરના મુખ્ય કમાન્ડરને પદે આવતાં તેણે વેપારીઓને પૈસે લશ્કરમાં પોતાનાં જૂથ જમાવ્યાં હતાં, ને 'ઉત્તરી કૂચ'માં શામેલ કર્યાં હતાં.

આ મવાળ નેતાગીરી તથા રાષ્ટ્રીય લશ્કરમાંના મવાળ ઓફિસરો જનતાની ક્રાંતિકારી આગેકૂચ જોઇ ભડકી ગયા હતા. ચીનના ઉદ્યોગપતિઓ, જેઓ યુધ્ધ સામંતોનો નાશ માગતા હતા, તેઓ પણ જનતાના આ જુવાળથી ચોંકી ઉઠયા હતા. કોઈ પણ ભોગે આ આગેકૂચને રોકવા અધીરા બન્યા હતા.

પરદેશી શાહીવાદી સત્તાઓને માટે તો આ સુનેરી તક હતી. તેમણે એક બાજુ, ક્રાંતિકારી આંદોલનને કચડવા હાથ ઉગામ્યો. શાંગહાઇમાં લશ્કરી દોર જમાવ્યો; કેન્ટોનના બંદરમાંથી હડતાળિયાઓને સાફ કર્યા. અને ઉત્તરના ફોજવાદીઓને હથિયારો પૂરાં પાડયાં. સાથોસાથ મવાળ પાંખ સાથે વાટાઘાટો કરી, મૈત્રી સ્થાપી, ક્રાંતિકારી જુવાળને કચડી નાખવા ય હાથ લંબાવ્યા.

અને ૧૯૨૭ના ફેબ્રુઆરીમાં સર સેનાધિપતિ ચાંગ કાઇ શેકે કમ્યુનિસ્ટ વિરોધી ભાષણ કરી આંતરવિગ્રહની આગ પેટાવી.

એ પછી તો, ચાંગે એક પછી એક જપાની-બ્રિટિશ શાહીવાદીઓ સમક્ષ શરણાગતિઓ કરી; શાંગહાઈ ને કેન્ટોનમાં ખૂનથી ધરતી રંગી તેમણે માલદારો ને શાહીવાદીઓની મહેર જીતી લીધી. ને ૧૯૨૭ના એપ્રિલમાં નાનકિંગમાં મવાળ સરકારની સ્થાપના કરી.

અને ત્યારે વુહાનમાં પણ બાજી પલટાવા લાગી. ત્યાંના પ્રત્યાઘાતી લશ્કરી નેતાઓએ કામદાર-કિસાનોનાં સંગઠનને કચડવા માંડયાં; ને વુહાન સરકારની સામે બંડખોરી જગાવી નાનકિંગ સાથે વાટાઘાટો કરવાનો માર્ગ લીધો. આની સામે દઢતા અને હિંમતથી જનતાને પોતાની પડખે લઈ ઝૂઝવાને બદલે, વુહાન સરકારનો વડો ધુંગ-ચુ-સિયાંગ સુધ્ધાં જૂન આવતાં આવતાં તો નાનકિંગને શરણે પહોંચી ગયો!

પરંતુ ત્યારે ચીની ટ્રેડ યુનિયન, કિસાન આંદોલન અને કમ્યુનિસ્ટ પાર્ટી (સ્થાપના ૧૯૨૧) ની તાકાત વધી રહી હતી-૧૯૨૭ માં સંગઠિત કામદારો ૩૦ લાખ હતા; કિસાનો ૧ કરોડ, અને કમ્યુનિસ્ટ પાર્ટીના સભ્યો ૧૯૨૭ના જૂનમાં ૫૦,૦૦૦.

**૨: આર્થિક છૂટછાટો:** (પા. ૬) પ્રથમ વિશ્વયુધ્ધના અંતે હિંદમાં અસહકાર, ખિલાફત, હડતાળો વગેરેનું પ્રચંડ બ્રિટિશ વિરોધી ક્રાંતિકારી સ્વાતંત્ર્ય આંદોલનનું મોજું ફરી વળ્યું ત્યારે તેને ખાળવા જે વર્ગના હાથમાં રાષ્ટ્રીય આંદોલનનું સુકાન

હતું તે-મૂડીવાદી વર્ગને બ્રિટિશ શાહીવાદે કેટલીક આર્થિક છૂટછાટો આપી. પહેલાં 'ઔદ્યોગિક કમિશન' નીમ્યું (૧૯૧૬-૧૮) અને હિંદનું 'ઔદ્યોગીકરણ' કરવામાં સરકારે મદદરૂપ થવું જોઇએ એવી જાહેરાત કરી. ત્યાર બાદ 'ફીસ્કલ' કમિશન નીમ્યું (૧૯૨૧-૨૨). તેની ભલામણ મુજબ ટેરીફ બોર્ડની નીમણુંક થઇ, જેણે લોખંડ (તાતા કંપની) અને વત્તે ઓછે અંશે બીજા ઉદ્યોગોને બિન-બ્રિટિશ પરદેશી હરીફાઇ સામે રક્ષણ આપ્યું (૧૯૨૪). અલબત્ત, પાછળથી આ નીતિ પણ છોડી દેવામાં આવી. સીમેંટ, કાગળ વગેરે ઉદ્યોગોને મદદ કરવાની ઘસીને ના પાડવામાં આવી. જ્યારે પરદેશી મૂડીથી ચાલતા દિવાસળીના ઉદ્યોગોને જ જકાતી રક્ષણ આપવામાં આવ્યું. પાછળથી (૧૯૨૭) લોખંડ ઉદ્યોગ અંગેની નીતિ પણ પલટાઈ. ને ૧૯૩૦ પહેલાં તો બ્રિટિશ વર્ચસ્વની નીતિ હિંદી ઉદ્યોગોને માથે ઠોકાઈ ચૂકી; ને હિંદી ઉદ્યોગોનો વિકાસ રૂંધાયો.

**૩: પ્રાથમિક મૂડી સંચય:** (પ્રિમિટીવ એકયુમ્યુલેશન) (પા. ૧૨) અર્થાત્ ઇતિહાસમાં જ્યારે મૂડીદાર વર્ગનો ઉદય થયો ત્યારે તેમણે જે મૂડીથી-આદિ મૂડીથી-પોતાની કારકિર્દીની શરૂઆત કરી હતી તે મૂડીનો સંચય. સામાન્ય રીતે એક કલ્પના પ્રચલિત છે કે પહેલાં સૌ પાસે લગભગ સરીખી મૂડી હતી. પણ પાછળથી અમૂક માણસો બહુ ઉડાઉ અને આળસુ બન્યા અને બીજા વધુ કરકસરિયા અને ઉદ્યમી બન્યા; પરિણામે પહેલો વર્ગ વધુ ને વધુ કંગાલ થતો ગયો અને બીજો વર્ગ મૂડી-સંપન્ન થતો ગયો. માર્કસે પોતાના 'કેપીટલ'માં આ પરિકથાને તદ્દન ખોટી સાબીત કરી છે અને ઐતિહાસિક દાખલાઓ આપી પૂરવાર કર્યું કે, ડેઈક અને હોકિન્સે આટલાંટિક પર ચાંચિયાગીરી ચલાવી એના પર ઇગ્લાંડમાં એલીઝાબેથનો સુવર્ણયુગ રચાયો હતો; તથા કલાઈવ અને કોર્નવાલીસે હિંદમાં ચલાવેલી બેફામ લૂંટ પર માંચેસ્ટરની કાપડની મિલો બંધાઈ હતી. ખુદ ઇગ્લાંડના કિસાનોનાં ઘર બાળી, તેમની પાછળ બંદૂક સંગીનધારી દોડાવી તેમની જમીનો પચાવી પાડવામાં આવેલી. આમ, માર્કસે કહ્યું છે તેમ "મૂડી જન્મી ત્યારે પગથી માથા લગી લોહીથી તરબોળ હતી."

**૪. અફીણ વિગ્રહો:** (પા. ૧૨) ૧૯મી સદીમાં ચીનમાં પુષ્કળ અફીણ વેચીને બ્રિટન દરવર્ષે લાખોની કમાણી કરતું. જ્યારે ચીનના જાગૃત રાષ્ટ્રીય આંદોલને અફીણની આ આયાત સામે ઝુંબેશ જગાવી ત્યારે ચીની સરકારે અફીણની આયાત પર પ્રતિબંધ મૂકયો. છતાંય વિસ્તૃત પાયા પર દાણચોરી કરી અંગ્રેજો ચીનમાં અફીણ લઈ જતા. આ દાણચોરી પકડાઈ ગઇ. ગુન્હેગાર બ્રિટિશોને કાયદેસર સજા કરાઈ. આ બ્રિટિશરોને છોડાવવા અને ચીનમાં અફીણ ઠોકી બેસાડવાનો હક્ક મેળવવા બ્રિટને લડાઇ જાહેર કરી. આ લડાઇઓ અફીણ વિગ્રહો તરીકે ઓળખાય છે.

**૫.: મુકત વ્યાપારવાદમાંથી ઈજારાવાદનો યુગ:** (પા. ૧૨) ૧૮મી સદીના અંતમાં જ્યારે મૂડીવાદનો ઉદય થયો ત્યારથી માંડી સો વર્ષ સુધી મૂડીવાદીઓનું મુખ્ય સૂત્ર હતું: મુકત વ્યાપાર. અર્થાત મૂડીદારોની ઔદ્યોગિક વ્યાપારી

પ્રવૃત્તિમાં સરકારે જરા ય માથું મારવું નહિ. બીજી તરફથી ઉદ્યોગ અને વ્યાપારમાં પણ અનેક વ્યક્તિઓ હરીફાઈમાં ઉતરતી. પણ ૨૦ મી સદીમાં મૂડીવાદનો નવો અને આખરી—ઇજારાદારી તબક્કો શરૂ થયો. હવે યાંત્રિક સુધારણા અને કાતીલ હરીફાઇને અંતે અમુક મૂડીદારોના હાથમાં આખી મૂડીનું કેન્દ્રિકરણ થતાં તેઓ પોત પોતાના ક્ષેત્રોના ઈજારાદારો થયા. આજે ઇમ્પિરિયલ કેમિકલ્સ બ્રિટનના રસાયણોના ૯૫ ટકાથી વધારે ભાગની નિયંતા છે. એ ધારે એ ભાવ બજારમાં માંગી શકે છે.

મુકત વ્યાપારથી ઈજારાદારીઃ-આ પરિવર્તન સાથે બેંકો અને શરાફી મૂડીનું મહત્વ ઘણું વધ્યું. અને આથી વસાહતોનું શોષણ પણ વધુ સૂક્ષ્મ ને કાતીલ બન્યું. ૧૯મી સદીમાં બ્રિટિશો સસ્તે ભાવે કાચો માલ ઉપાડી જતા અને પાકો માલ લાવી હિંદી ઉદ્યોગોનો હરીફાઇમાં નાશ કરતા. પણ હવે તો એથી ય વધુ અને છતાં અદીઠું શોષણ શરૂ થયું; હિંદમાં જ બ્રિટિશ મૂડીદારોએ ઈન્ડિયા લિમીટેડની કંપનીઓ મારફત દેશની અંદર રહીને શોષણ કરવા માંડયું. ઉદ્યોગો, બેંકો, રેલ્વે, વહાણવટું વગેરેમાં મૂડી રોકી વિવિધ માર્ગોથી નવું શોષણ શરૂ થયું.

**૬: અતિરેક મૂલ્ય** (Surplus value) (પા. ૨૨) આ 'અતિરેક મૂલ્ય'નો સિધ્ધાન્ત માકર્સવાદી અર્થશાસ્ત્રનો એક મૂળગત મહત્ત્વનો સિધ્ધાન્ત છે. 'નફા'નું મૂળ અને 'શોષણ'નું સ્વરૂપ આપણે આ 'અતિરેક મૂલ્ય'માં જોઇએ છીએ.

માકર્સ પોતે તેના 'પ્રાઇસ વેલ્યુ એન્ડ પ્રોફિટ' નામક પુસ્તકમાં 'અતિરેક મૂલ્ય'ની સમજ આપતાં કહે છે કે—

માનો કે એક કામદારને પોતાના જીવનની જરૂરિયાતો મેળવવા માટે સરેરાશ ૬ કલાક મજૂરી કરવી જરૂરી છે. અને માનો કે, ૩ શિલિંગની કિંમતનું સોનું મેળવવા માટે ય ૬ કલાકની મહેનત આવશ્યક છે. તો, કામદારની શ્રમશક્તિની દૈનિક કિંમત, નાણાંની રીતે જોતાં, ૩ શિલિંગ થાય.

પણ કામદારે તો કોઈ મૂડીદારને પોતાની શ્રમશક્તિ વેચવાની હોય છે. હવે જો તે ૬ કલાક કામના ૩ શિલિંગનો દર ગણી પોતાની શ્રમશકિત વેચે તો તો, તેણે પોતાની શ્રમશકિત યોગ્ય કિંમતે વેચી ગણાય.

પરંતુ એમ થાય તો, માલિકોને કોઇ વધારાનો એટલે કે 'અતિરેક શ્રમ' મળતો નથી, 'અતિરેક મૂલ્ય' મળતું નથી.

આથી મૂડીદાર બીજી કોઇ પણ ચીજ વસ્તુ ખરીદતી વખતે પોતાનો નફો જુવે વિચારે છે, તેવી જ રીતે કામદારની મજૂરી ખરીદતી વખતે ય.

હવે ખાસ ધ્યાન રાખવાની વાત એ છે કે, શ્રમશક્તિનું મૂલ્ય એ શ્રમ શકિતને પેદા કરવામાં જેટલો શ્રમ આવશ્યક છે તેના પર નક્કી થાય છે. દા. ત. આપણે શરૂમાં જોયું તેમ, મૂડીવાદી અર્થશાસ્ત્ર અનુસાર, એક મજૂર મજૂરી કરતો રહે ને તેનો વંશવેલો ચાલુ રહે એટલા પ્રમાણમાં તેનું અસ્તિત્વ ટકાવવા માટે તેને ૩ શિલિંગ આપવા આવશ્યક હોય તો તે કામદારની શ્રમ-શક્તિનું મૂલ્ય ૩ શિ.

ગણાય પરંતુ, એ શ્રમ શક્તિનો ઉપયોગ તો એ મજુરની શારીરિક તાકાત અને શક્તિ ઉપર આધાર રાખે છે.

એટલે, મૂડીદાર માલિક કામદાર પાસેથી ૬ ને બદલે ૧૨ કલાક કામ લઇને તેને ૬ કલાકનું મૂલ્ય એટલે કે ૩ શિલિંગ જેટલો જ બદલો આપે છે ત્યારે બાકીના ૬ કલાકનું મૂલ્ય તે પોતે ઓહિયાં કરી જાય છે.

આવી રીતે વધારાની મહેનત એટલે કે **અતિરેક શ્રમમાંથી અતિરેક મૂલ્ય** પેદા થાય છે; અને તે જ મૂડીદાર માલિકોના નફા અને શોષણનું મૂળ છે.

૯: **મજુરીનું સામાજિક સ્વરૂપ** (પા. ૨૪) એટલે કે "એક જ છાપરી નીચે અનેક લોકો કામ કરે એટલું જ નહિ પણ...મૂડીના કેન્દ્રીકરણ સાથે સામાજિક મજૂરીનું અમુક અમુક કસબની ઝીણામાં ઝીણી એક જ વિગતમાં પારંગત થવું, ગમે તે ઉદ્યોગોમાં મૂડીદારોની સંખ્યામાં વધારો થવો, અને ઉત્પાદનની અનેક ખેરવિખેર પડેલી પ્રક્રિયાઓનું ઉત્પાદનની એક સળંગ સામાજિક પ્રક્રિયામાં સંકલન થવું તે" (લેનિન). વિકસિત મૂડીવાદી અર્થતંત્રનું આ એક અગત્યનું અને ક્રાંતિનો માર્ગ સરળ કરતું અંગ છે. વસાહતી દેશોમાં, વિદેશી રાજકર્તાઓ પછાત સામંતશાહી સમાજ રચનાને જાળવી રાખવા પ્રયત્ન કરે છે અને આધુનિક ઉદ્યોગોને વિકસતાં અટકાવે છે. પરિણામે મજૂરી, ઉપરોક્ત સામાજિક સ્વરૂપ ધારણ કરી નથી શકતી.

૮. **મૂડીવાદી લોકશાહી ક્રાંતિ**: (પા. ૨૪) આ ક્રાંતિ સમાજવાદી ક્રાંતિનું પૂર્વ પગથિયું છે (જો કે આજે પૂર્વ–યુરોપમાં બની રહ્યું છે તેમ, એ બન્ને ક્રાંતિ સંકલિત સ્વરૂપે એકી સાથે પણ આવી શકે.) સામંતોની સત્તા ઉથલાવી પાડી, સામંતશાહી સમાજરચના તોડી પાડવી અને લોકશાહીના સમાનતાના ધોરણે નવો સમાજ રચવો એ મૂડીવાદી લોકશાહી ક્રાંતિનાં રાજકીય ધ્યેયો છે. ખેતીમાં ખેતગુલામી, વેઠ, ભાગબટાઈ વગેરે દૂર કરવા અને ઉદ્યોગોને રૂંધતા સરકારી કાનૂનો અને કારીગર-મહાજનો દૂર કરવા અને મુક્ત વ્યાપાર સ્થાપવો એ મૂડીવાદી લોકશાહી ક્રાંતિનાં આર્થિક ધ્યેયો છે. આ ક્રાંતિ પછી યે (મૂડીવાદી) શોષણ વર્ગોની અસમાનતા, વગેરે રહે જ છે; પણ આધુનિક ઉત્પાદનનાં સાધનો અને કામદાર વર્ગને અસ્તિત્વમાં લાવી આ મૂડીવાદી ક્રાંતિ સમાજવાદી ક્રાંતિ માટેની પૂર્વ ભૂમિકા તૈયાર કરે છે.

વસાહતી અને અર્ધવસાહતી દેશોમાં આ ક્રાંતિ પરદેશી હકુમતને નેસ્તનાબુદ કરવાના કર્તવ્ય સાથે સંકળાઇ જાય છે. આવી મૂડીવાદી લોકશાહી ક્રાંતિની નેતાગીરી, વસાહતી અને અર્ધ વસાહતી દેશોમાં કામદાર વર્ગે જ લેવી પડે છે. કેમકે એક બાજુ ત્યાંનો રાષ્ટ્રીય મૂડીવાદી વર્ગ પરદેશી હકુમત તથા રજવાડી–જમીનદારીને નાબૂદ કરવા જેટલો શક્તિમાન નથી હોતો; ત્યારે બીજી બાજુ, આ નાબુદ કરવા શક્તિમાન એવો કામદાર વર્ગ અને કમ્યુનિસ્ટ પાર્ટી શોષિતોને પોતાના સાથમાં લઈ, માત્ર મૂડીવાદી લોકશાહી ક્રાંતિ જ નહિ, પણ એથી આગળ સમાજવાદી ક્રાંતિ માટે જાગ્રત રીતે ઝૂઝતો હોય છે; રાષ્ટ્રીય મૂડીવાદી વર્ગને આ ક્રાંતિનો પારાવાર

ભય હોય છે; એથી તે પરદેશી સત્તા તથા રજવાડી-જમીનદારી હિતો સાથે સમાધાન કરી લઇ, મૂડીવાદી લોકશાહી ક્રાંતિના જ કર્તવ્યને છેહ દે છે. ચીનમાં ૧૯૨૫ પછી ત્યાંની મૂડીવાદી રાષ્ટ્રીય કયોમિન્ટાંગની કારવાઇ આનું સચોટ દષ્ટાંત છે.

**૯ : સમાજવાદી ક્રાંતિ:** (પા. ૨૪) આ ક્રાંતિના આટલાં ધ્યેયો હોય છે—મૂડીદાર સામંતશાહી વર્ગની સતા ઉથલાવી પાડવી, કામદારોની સરમુખત્યારી સ્થાપવી; ઉદ્યોગો, બેંકો, રેલ્વે વગેરેનું રાષ્ટ્રીયકરણ કરવું; જમીનદારીનો નાશ કરી સમુહ ખેતી વ્યવસ્થિત કરવી; જનતાનાં હિતને લક્ષમાં રાખી દેશના આર્થિક તંત્રનું આયોજન કરવું, અને એ માર્ગે વર્ગહિન શોષણહિન સમાજ સ્થાપવો. આવા સમાજવાદી સમાજ રચના દ્વારાજ વર્ગ વિહિન, રાજ્ય વિહિન સામ્યવાદી સમાજ રચનાના આખરી ધ્યેયને પ્રાપ્ત કરી શકાય છે.

**૧૦: કામદાર કિસાનોની સોવિયેતો** (પા. ૨૫) સમાજવાદી ક્રાંતિ હાંસલ કરવાના સાધન રૂપ તથા ક્રાંતિ બાદ સમાજવાદી રાજ્યના પાયારૂપ પંચાયતો.

રશિયામાં ૧૯૦૫ની પ્રથમ ક્રાંતિના સમયથી સોવિયેતોનો જન્મ થયો હતો. ૧૯૧૭ની સફળ ક્રાંતિનો યશ સોવિયેતોને જાય છે.

સમાજવાદી સત્તાના અર્ક રૂપ 'કામદાર વર્ગની સરમુખત્યારી'નો પાયો આપણને કામદાર કિસાનો તથા ફોજી સિપાઇઓની આ સોવિયેતો (પંચાયતો)માં જોવા મળે છે.

**૧૧. કામદાર કિસાન વર્ગની સરમુખત્યારી** (પા. ૨૫) દરેક રાજ્ય સત્તા કોઇ ને કોઈ વર્ગના હાથમાં બીજા વર્ગો ઉપરના શોષણનું હથિયાર છે. મૂડીવાદી લોકશાહી રાજ્યતંત્રમાં 'લોકશાહી' નામની જ હોય છે; હકીકતે, તે બે પાંચ ટકા મૂડીવાદી વર્ગની ૯૫-૯૮ ટકા આમજનતા ઉપરની સરમુખત્યારી જ હોય છે. પ્રચારનાં તમામ સાધનો, તથા લોકશાહીની છૂટછાટો જ્યાં લગી મૂઠીભર મૂડીવાદી વર્ગનાં હિતોની આડે ન આવે ત્યાં લગી જ તેમનો ઉપયોગ થવા દેવામાં આવે છે. મૂડીવાદી લોકશાહી તંત્રની ધારાસભા, તેમના કાયદા, પોલિસ, જેલો, લશ્કર—બધું પોતાના નાનકડા વર્ગની સત્તા ટકાવી રાખવા માટે જ હોય છે. જ્યારે, આ લોકશાહીનો દેખાવ અશકય બની જાય છે ત્યારે મૂડીવાદ ફાસિવાદનું એટલે કે ખુલ્લી સરમુખત્યારીનું હત્યારૂં સ્વરૂપ ધારણ કરે છે.

આથી ઉલટું, 'કામદાર વર્ગની સરમુખત્યારી'—મૂડીવાદી સત્તાને પરાજય આપી સ્થાપવામાં આવે છે, ત્યારે તે ૯૫-૯૮ ટકા માટે લોકશાહી અને બે પાંચ ટકા શોષક વર્ગો ઉપરની સરમુખત્યારી બને છે; વાસ્તવમાં તે વિશાળમાં વિશાળ લોકશાહી બને છે. પરંતુ જ્યાં સુધી થોડાંક શોષક હિતો હયાત હોય, અને નવી ક્રાંતિ વિરૂદ્ધ કાવતરાં કરવા શકિતમાન હોય ત્યાં લગી, તેમની સામે સખત હાથે કામ લેવા કામદાર વર્ગી સરમુખત્યારીની જરૂર રહે છે.

આ કામદાર વર્ગી સરમુખત્યારી દેશની અન્ય શોષિત પ્રજા—કિસાનો તથા

મધ્યમ વર્ગનાં હિતોની રક્ષા કરી, તેમને મિત્ર બનાવી લે છે. છેલ્લે સમાજવાદની સ્થાપના માટે કામદાર વર્ગ સમસ્ત શ્રમજીવીઓને પોતાની સાથે દોરી જાય છે.

કેટલાક દેશોમાં, ત્યાંની પરિસ્થિતિ અનુસાર, કામદાર વર્ગની સરમુખત્યારીના પગથિયા રૂપે, કામદાર અને કિસાન વર્ગની સંયુક્ત સરમુખત્યારી સ્થપાય છે.

તો, આધુનિક જમાનામાં પૂર્વ યુરોપના દેશો—યુગોસ્લાવિયા, ઝેકોસ્લોવાકિયા વગેરે દેશોમાં જે 'નૂતન લોકશાહી' નું સ્વરૂપ છે, તેમાં શ્રમજીવી વર્ગની સરમુખત્યારીનો અર્થ—એટલે કે બે પાંચ ટકા શોષક વર્ગ ઉપરની ૯૫-૯૮ ટકા મહેનતકશ જનતાની સરમુખત્યારી, એટલે કે જુદા જુદા વર્ગો જ્યાં લગી હયાત છે તે દરમિયાન વિશાળમાં વિશાળ ધોરણની લોકશાહી જોવા મળે છે.

**૧૨: મહાજન વૃત્તિ** (પા. ૩૪): યુરોપમાં બે પ્રકારનાં મહાજનો (ગિલ્ડ) જોવા મળે છે. એક તો ૧૪ સદીમાં વેપારી-મહાજન (મર્ચંટ-ગિલ્ડ); અને ૧૫-૧૬મી સદીમાં કારીગર-મહાજન (ક્રાફ્ટ-ગિલ્ડ). વેપારી-મહાજનની શરૂઆત પુરાણા સામંતીતંત્ર સામે, વ્યાપારી હિતના અમુક હકકો પ્રાપ્ત કરવા માટે કરવામાં આવી હતી. સમાજમાં નવા નવા જન્મેલા વેપારી વર્ગે, તે જમાનામાં વધતા જતા બજારો ઉપર પોતાનો ઇજારો જમાવવા માટે સાંગઠિત બની તે સમયના નગરોના કારભારમાં અને રાજ્ય સત્તામાં ભાગીદાર બનવું જરૂરી હતું. અને આ હેતુ સિદ્ધ કરવા માટે તેમણે તેમના મહાજનના સભ્યો ઉપર કડક શિસ્ત પણ લાદી હતી.

બાદ, ૧૫મી સદીમાં બજારમાં વેચવા માટેનું ઉત્પાદન વધવા લાગ્યું. પરિણામે, જે કારીગરો પાસે પોતાનો કાચો માલ અને ઓજારો પણ હતાં તેમણે મદદનીશો (એપ્રેન્ટીસ, જર્નીમેન) રોકી માલ પેદા કરવા માંડયો. પરંતુ આ રીતે તૈયાર કરેલ માલ બજારમાં વેચવા માટે સંગઠનની જરૂર હતી. આગલી સદીમાં વેપારીઓએ કરેલા સંગઠનનું ઉદાહરણ તેમની સમક્ષ મોજુદ હતું. અને તેમણે પોતાનાં કારીગર મહાજનો રચ્યાં.

એક જ ધંધામાં રોકાયેલા કારીગરોએ પોતપોતાના કારીગર-મહાજન સ્થાપ્યાં. આ મધ્યયુગી મહાજનની વિશેષતા એ હતી કે એક ધંધામાં કામ કરતા માલિક તથા તેના મદદનીશો-એપ્રેન્ટીસ અને જર્નીમેન બધા એક જ મહાજનના સભ્ય બનતા. અને સામાન્યતઃ 'અપ્રેન્ટીસ' તથા 'જર્નીમેન' અમુક વર્ષો બાદ જાતે માલિક-કારીગર પણ બનતો હતો. વળી આ દરેક વિભાગની અંદરના સભ્યો વચ્ચે સમાનતા પણ હતી.

પાછળથી જેમ જેમ માલિક-કારીગરે પોતાની સત્તા જમાવવા માંડી અને એપ્રેન્ટીસ તથા જર્નીમેન (મદદનીશ) માટે માલિક-કારીગર બનવું લગભગ અશક્ય બન્યું, તેમ તેમ એપ્રેન્ટીસ અને જર્નીમેનનાં અલાયદાં મહાજનો સ્થપાયાં. ધીમે ધીમે આખી મહાજન પ્રથા તૂટી પડી.

**૧૩: ગુહાન તબક્કો** (પા. ૩૫) જુઓ નોંધ ૧ લી.

**૧૪: સોશિયલ ડેમોક્રેટોની અણાલી** (પા.૪૬) જુઓ પુસ્તક પાનું ૬૬-૬૮.

**૧૫. લોકશાહી કેન્દ્રવાદ** (ડેમોક્રેટિક સેન્ટ્રાલિઝમ) (પા. ૫૪) કમ્યુનિસ્ટ પાર્ટીના સંગઠનનો આ મૂળભૂત સિદ્ધાન્ત છે. આ અનુસાર અગ્રણી ઘટકોને આવશ્યક સત્તા આપવાની સાથે સાથ ઉચ્ચમાં ઉચ્ચ પ્રકારની લોકશાહીનો અમલ થાય તે પ્રકારનું ધોરણ રાખવામાં આવે છે. આનું સ્વરૂપ આવું હોય છે—

૧. પાર્ટીનાં તમામ સંગઠન-અંગો ચૂંટાયેલાં હોય છે.

૨. આ પાર્ટી-અંગો અવાર નવાર પોતાના પાર્ટી સંગઠનો સમક્ષ પોતાની પ્રવૃત્તિનો હેવાલ રજૂ કરે છે.

૩. પાર્ટી-શિસ્તનું સખ્ત પાલન જરૂરી છે; અને લઘુમતિએ બહુમતિને આધીન થવું પડે છે.

૪. ઉપલા અંગોના તમામ નિર્ણયો નીચલા અંગોને માટે તથા તમામ પાર્ટી સભ્યોને માથે ફરજીયાત હોય છે.

*

હિંદી કમ્યુનિસ્ટ પાર્ટીના બંધારણમાં આ સિદ્ધાન્ત અંગે નીચેની કંડિકાઓ જોવા મળે છે—

(૧) ઉપરથી માંડીને છેક તળિયા સુધી બધી પાર્ટી સમિતિઓની ચૂંટણી કરવામાં આવે છે.

(૨) દરેકે સૌથી કડક પક્ષની શિસ્ત પાળવી અને બહુમતિએ કરેલા નિર્ણયોને લઘુમતિએ માન્ય કરી લેવા.

(૩) દરેક સંગઠન અને પક્ષની દરેક શાખાને તેમજ દરેક સભ્યને પોતાની ઇચ્છાઓ, સૂચનાઓ, નોંધો, ફરિયાદો ગમે ત્યારે પક્ષની મધ્યસ્થ સમિતિને મોકલવાનો અધિકાર છે.

(૪) મધ્યસ્થ સમિતિ અને પક્ષની ઉપલી સમિતિઓના નિર્ણયો નીચલી સમિતિઓ અને બધા સભ્યો માટે નિઃશંક રીતે બંધનકર્તા છે.

**૧૬. અરાજકતાવાદી સિંડીકેલિસ્ટ:** (પા. ૬૪) સામાન્યતઃ એવા સિદ્ધાંતમાં માનનારા કે રાજકીય કાર્ય, અને રાજકીય પાર્ટીનું કોઈ ખાસ મહત્વ નથી; પરંતુ **ટ્રેડ યુનિયનવાદ જ** લડતના એક માત્ર સ્વરૂપ તરીકે પૂરતો છે. આ સિદ્ધાંતનો ખાસ પુરસ્કર્તા ફ્રાન્સનો વિચારક પ્રુધોં હતો, જે માર્ક્સનો સમકાલીન વિરોધી હતો. આ સિદ્ધાન્ત અનુસારનું આંદોલન સ્પેનમાં જોરદાર બન્યું હતું; પાછળથી ઈટલી તથા ફ્રાન્સમાં પણ.

આ સિદ્ધાન્તને કારણે ત્યાંના કામદારોની રાજકીય લડતો વિકસી નહિ, અને કામદારોને તેમની લડતોમાં ખૂબ જ શોષવું પડ્યું.



# શબ્દ--સૂચિ

Accumulation, સંચય
Appendage, લટકણિયું
Auxiliary, સહાયકારી, પૂરક
Basic, મૂળગત
Character, લક્ષણ
Characteristic, લાક્ષણિકતા
Composition, રચના
Compensation, વળતર
Concession, રાહત, છૂટછાટ
Contradiction, વિસંવાદ
Colony, વસાહત
Coup-d'etat, ફોજી હલ્લો, ફોજી કબજો
Collaboration, ભાગિયાગીરી, મળતિયાગીરી
Close-nit, સુગ્રથિત
Dominion, સંસ્થાન
Demonstration, નિદર્શન
Deviation, ઝોક, ગલત ઝોક
(Sectarian deviation, સંકુચિત પક્ષીય ઝોક)
Decisive, નિર્ણાયક
Dialectics, વિરોધ વિકાસવાદ
(Dialectical materialism, વિરોધવિકાસ ભૌતિકવાદ)
External, બાહ્ય
Equilibrium, સમતુલા
Elemental force, આદિબળ
Essentially, તત્વત:
Expropriation, હજમગીરી, પચાઉગીરી
Exploitation, શોષણ, ચૂસણ
Feature, સ્વરૂપ, મુદ્દો, આકૃતિ
Fundamental, મૂળભૂત
Fraction, દળ
Formal, ઔપચારિક
Fusion, એકમયતા
Frame, માળખું
General, સર્વસાધારણ, સાર્વત્રિક
(In General, Generally—સાધારણત: )
Hegemony, નેતૃત્વ
Hierarchy, શ્રેણીતંત્ર
Impoverishment, દરિદ્રીકરણ
Journeyman, કારીગર
Left, જહાલ
Liberal, વિનીત
Lackey (stooge), ખાંધિયા, પિઠ્ઠુ, ચાટણિયા
Mandated territory, આજ્ઞાધીન પ્રદેશ
Monolithic, એકરાગી
Metropolis, રાજકર્તા દેશ
Mode, પદ્ધતિ
Mood, મનોભાવ
Nucluei, બીજ-કેન્દ્ર
Objective, વસ્તુગત
Organic, અંગભૂત

Official, સત્તાવાર
Organisation, સંગઠન
Proletarian, આધુનિક ઔદ્યોગિક કામદાર, કામદાર
Proletariat, કામદાર વર્ગ
"Putch", આંધળુકિયું
Parasitic, હરામખાઉ
Phenomenon, ઘટના
Rank, હરોળ
Right, મવાળ
Radical, ઉદ્દામ
Relics, અવશેષો
Racial, રંગભેદને લગતું

Reservation, અનામત, મનચોરી
Subjective, આત્મગત
Surplus, અતિરેક
Synthesis, સમન્વય
Solidarity, સહકારતા, ઘનિષ્ટતા
Skilled, કાબેલ
(Unskilled, બિન-કાબેલ)
System, તંત્ર
Structure, ઇમારત, બાંધણી, તંત્ર
Stratum, થર
Task, કર્તવ્ય
Thesis, સિદ્ધાન્ત-સૂત્ર
Town, નગર
Usury, વ્યાજખોરી

**નીચેના એક જ પ્રકારના વિવિધ શબ્દો અંગ્રેજી-ગુજરાતીમાં આ રીતે વાપરી શકાય—જે પ્રયોગ યોગ્ય છે:**

Revolt, બંડ
Rising, ઉઠાવ
Uprise, ધીંગાણું
Rebellion, બળવો
Mutiny, વિદ્રોહ
Insurrection, વિપ્લવ
Revolution, ક્રાંતિ
Freedom, Independence — સ્વાધીનતા, સ્વતંત્રતા, આઝાદી
Emancipation, Liberty — મુક્તિ, છુટકારો
Slavery, ગુલામી
Dependence, પરવશતા
Movement, આંદોલન

Campaign, જેહાદ
Propaganda, પ્રચાર
Agitation, ચળવળ
National, રાષ્ટ્રીય
Native, દેશી
Worker, કામદાર
Proletarian, કામદાર
Proletariat, કામદાર વર્ગ
Labour (Labourer), મજૂર
Toiling masses, Toiling people, શ્રમજીવી જનતા, મહેનતકશ જનતા
Bourgeois, મૂડીવાદી
Bourgeoisie, મૂડીવાદી વર્ગ
Capitalist, મૂડીદાર
Capitalism, મૂડીવાદ